શ્રી આનન્દચન્દ્રગ્રન્થાબ્ધૌ (ગ્રન્થરત્નાકરે) ગ્રન્થરત્નમ્ ૧૭.



# શ્રીઆનન્દ-ચન્દ્ર-સુધાસિન્ધુ

## વિભાગ ૩ જો

દેશનાકાર
પ૦ પૂ૦ સ્વ૦ આગમોદ્ધારક, આચાર્યદેવેશ
શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજ

સંશોધક અને સંપાદક
પ૦ પૂ૦ આચાર્યદેવ–શ્રીચન્દ્રસાગરસૂરિવર્ય



પ્રકાશિકા
શ્રીસિદ્ધચક્ર–સાહિત્ય–પ્રચારક–સમિતિ
પ્રધાન સંચાલક
પાનાચંદ રૂપચંદ ઝવેરી
C/o ચીમનલાલ સનાઈચંદ સંઘવી
ગોળ શેરી, ગળેમંડી,
સુરત W R

મૂલ્યમ્ રૂા. ૨–૮–૦

# શ્રીઆનન્દ—ચન્દ્ર—સુધાસિન્ધુ—વિભાગ—
## ત્રીજાના ગ્રન્થે
## ※ પ્રકાશકનુ નિવેદન ※

પ્રાત સ્મરણીય પૂજ્યપાદ—આગમોદ્ધારક—આચાર્યદેવેશ—શ્રી—આનન્દસાગર-સૂરીશ્વરજી મહારાજ આદિઠાણાનુ વિ સ ૧૯૮૮ મા મુબઇ ભૂલેશ્વર લાલબાગમા ચાતુર્માસ થયુ હતુ, તે અવસરે મુનિશ્રી ચન્દ્રસાગરજી (હાલના પૂ૦ આચાર્ય મહારાજશ્રી ચન્દ્રસાગરસૂરિજી) પણ સાથે હતા જે વર્ષમા યુવાનીઆઓએ થતી દીક્ષાના અસ્ખલિત પ્રવાહને રોકવા કમરકસી હતિ તન, મન, અને ધન દ્વારાએ કનડગત કરવાની અનેકકાર્યવાહીઓ શરૂ કરી હતિ, કાતિમાળાના લેખો લખીને આગેવાન યુવકોએ ભવ્ય યુવાન વર્ગના મગજ ખ્હેકાવી મૂકયા હતા વિક્રમ સવત ૧૯૮૪ ના વર્ષ પ્રારભમા થતી પ્રવ્રજ્યાના પુનિત પ્રબળવેગને રોકવા ગામે ગામ યુવકસઘોની સ્થાપના થઇ હતી, અને સમ્યક્ત્વ પામેલાઓ સમ્યક્ત્વથી પતિત થાય, નવા સમ્યક્ત્વ પામે નહિ, સમ્યક્ત્વની અભિમુખ થયેલો વર્ગ ખસી જાય, તેવા તેવા ભાષણો—લેખો, અને આત્મિકશક્તિના વિકાસને રૂધનારા અનેકવિધ પ્રકાશનો અને પ્રબધો, માસિકો—પાક્ષિકો, સાપ્તાહિક આદિ દ્વારા દિ ઉગે દેખાવ દેતા હતા, તે અવસરે પ્રાત સ્મરણીય પૂજ્યપાદ આગમોદ્ધારક આચાર્યદેવેશ આનન્દસાગરસૂરીશ્વરજીના વિદ્વદ્વિનેય પ૦ પૂ૦ આ૦ દેવશ્રી ચન્દ્રસાગરસૂરિજીની ખાસ પ્રેરણાથી તેઓશ્રીની પુનિત દેખરેખ નીચે રસિક વર્ગમા ધર્મના જોમને પ્રબલ વેગ આપવા માટે આ શ્રી સિદ્ધચક્રપાક્ષિકનો જન્મ થયો હતો અને તેનુ સચાલન કરનાર શ્રી સિદ્ધચક્ર—સાહિત્ય—પ્રચારકસમિતિનો પણ જન્મ સાથે જ થયો હતો

તે પાક્ષિકને પૂ આગમોદ્ધારકશ્રીની અમોઘદેશનાઓ, સાગર સમાધાન રૂપ સામગ્રીઓ વિગેરેથી અને પૂ૦ આ૦ શ્રી ચન્દ્રસાગરસૂરિજીના પુનિત સદુપદેશથી આર્થિક સહાયો મળવા લાગી સાથે સાથે પાક્ષિક અને સમિતિનું મુખ્ય સચાલનકાયનું કામ સભાળવાની જવાબદારી શરૂઆતથી મે ઉપાડી લીધી હતી અને તે અદ્યાપિ પર્યન્ત સેવાભાવિપણાથી બજાવી રહ્યો છુ, આ સિદ્ધચક્ર—પાક્ષિકે અને સમિતિએ શાસન સુપ્રસિદ્ધ સેવાઓ એવા આપત્તિકાળમા બજાવી છે, કે જેને અદ્યાપિપર્યન્ત ચતુર્વિધસઘની દરેક વ્યક્તિ હાર્દિક—આશીર્વાદ આપી રહી છે, અને મુક્ત કઠે તેની પ્રશસા કરે છે

પંદર દિવસમા નિયમિતપણે શ્રી સિદ્ધચક્રનુ પ્રકાશન કરવાનુ કાર્ય ઘણુ જ મુશ્કેલ પડવાથી, અને શાસનમા અનેક કાર્યની જવાબદારી હોવાથી પૂ આ. શ્રી ચન્દ્રસાગર-સૂરિજી તરફથી પ્રેસ મેટર મેળવવામા વિલબ થવાથી નિરૂપાયે આ પાક્ષિકને 'માસિકના રૂપમા પ્રકાશન કરવાનુ સમિતિએ નક્કી કર્યું અને તે પછી ૧૮ વર્ષની પરિસમાપ્તિ સુધી નિયમિત માસિક રૂપે પ્રકાશન થાય છે, અને વાચકો-વિચારકો અને અભ્યાસકો સારા પ્રમાણમા લાભ લે છે, હાલમા આ માસિકે ૧૯ મા વર્ષમા પ્રવેશ કર્યો છે

અમારી સમિતિ તરફથી આ માસિક ચાલે છે, એટલુ જ નહિ પણ વાચકોને, વિચારકોને અને અભ્યાસકોને વધુ સાહિત્ય મળે તે હેતુથી લગભગ ૧૬ ગ્રન્થો સમિતિ તરફથી બહાર પાડેલા છે, અને આ અવસરે પ. પૂ આ શ્રી ચન્દ્રસાગરસૂરિવર્યની પુનિત મહેરબાનીથી આ ગ્રન્થનું બીજી આવૃત્તિરૂપે પ્રકાશન કરવા પણ અમારી સમિતિ તરફથી હુ ભાગ્યશાળી થયો છુ-કારણ કે આ ગ્રન્થના વ્યાખ્યાનો પ્રથમ આવૃત્તિરૂપે શ્રી સિદ્ધચક્રમાસિકમા આવી ગયા છે

પ્રાત સ્મરણીય-પૂજ્યપાદ-ગુરૂદેવ-આગમોદ્ધારક-શ્રીઆનંદસાગરસૂરીશ્વરજી મહારાજની અસીમ કૃપાથી દીક્ષા-પ્રદાનાદિના-પ્રારભથી અદ્યાપિપર્યંત તેનો હમારી સમિતિ પરનો અને માસિક પરનો અનહદ ઉપકાર ચાલુ છે, સાથે સાથે તેઓશ્રીના પરમવિનેય-પ. પૂ આ શ્રી ચન્દ્રસાગરસૂરિવર્યનો ઉપકાર પણ ચાલુ છે, અને તે ઉપકારના ઋણ માથી યત્કિંચિત મુક્ત થવાની અભિલાષાથી શ્રી આનંદથી શરૂ કરીને પૂ આ દેવ શ્રી ચન્દ્રસાગરસૂરિજીના નામને જોડવા યોગ્ય અર્થ ચન્દ્રનુ જોડાણ કરીને અને આત્મશક્તિના વિકાશ માટે શાસનમાન્ય ગુણ શ્રેણીને સિંચવા સુધાસિન્ધુ સમાન હોવાથી આ ગ્રન્થનુ પવિત્ર નામ "શ્રીઆનંદ-ચન્દ્ર-સુધાસિન્ધુ" વિભાગ ત્રીજો રાખેલુ છે, તે યુક્તિ યુક્ત સુસગત છે, તે બુદ્ધિમાનોને સમજાવવું પડે તેમ નથી

અમારા શ્રી સિદ્ધચક્ર માસિકના આતરિક જીવનરૂપ સાહિત્ય સામગ્રીના દાતા, પ્રાત - સ્મરણીય પૂજ્યપાદ આગમોદ્ધારક-આચાર્યદેવેશ-શ્રીઆનંદસાગરસૂરીશ્વરજીનો, તેમ માસિકનું નિયમિત વ્યવસ્થાપૂર્વક દરેક રીતિએ સચાલન કરવા વિગેરેનુ કાર્ય કરનાર, અને આ ગ્રન્થની પ્રસ્તાવનાના આલેખનાર પ પૂ આચાર્યદેવ શ્રી ચન્દ્રસાગર-સૂરિવર્યને આ ગ્રન્થ પ્રકાશનમા પ્રૂફાદિ સંશોધન આદિ કાર્યો કરનાર પૂ મુનિશ્રી ચન્દનસાગરજી મ ને અને આર્થિક-સહાયકોને અત્ર યાદ કરીને અભ્યાસકો વાચીને કૃતાર્થ થાય એ જ એક શુભેચ્છા


શ્રી સિદ્ધચક્ર-સાહિત્ય-પ્રચારક-સમિતિ
C/o ચીમનલાલ સવાઇચ. સઘવી
ગોળ શેરી ગોપીપુરા
સુરત W R
તા ૧૫-૧૧-૫૨

લિ૦
પાનાચદ રૂપચદ ઝવેરી
શ્રી સિદ્ધચક્ર માસિકના તંત્રી અ।
શ્રી સિદ્ધચક્ર-સાહિત્ય-સમિતિના
પ્રધાન સચાલક

# શ્રીઆનન્દ–ચન્દ્ર–સુધાસિન્ધુ–તૃતીય વિભાગ ગ્રન્થે

## પ્ર સ્તા વ ના

॥ शाश्वत शान्तिदायक सकलमन्त्र-तन्त्र-यन्त्राधिराजराजेश्वर-श्रीसिद्धचक्रेभ्यो नमो नमः ॥

। सकल-समीहितपूरक-श्री शङ्खेश्वरपार्श्वनाथो विजयततमाम् ।

ગ્રંથનું નામ,

શાશ્વત–શાન્તિદાયક–ત્રિકાલાબાધિત–અવિચ્છિન્ન પ્રભાવશાલિ, સકલાગમ–શાસ્ત્ર–સિદ્ધાન્ત–દોહન–નવનીતરૂપ, સકલજન–મનોભિલાષાદિપૂરક, સકલ–મન્ત્ર–તન્ત્રાધિરાજ–શ્રી સિદ્ધચક્ર મહામન્ત્રનુ હૃદયમા ધ્યાન ધરીને, સકલ–સમીહિતપૂરક શ્રીશંખેશ્વર-પાર્શ્વનાથને બહુમાન પુરસ્સર સર્વસ્વ સમર્પણ કરવારૂપ ભાવનામય નમસ્કાર કરીને, અને મ્હારા સકલ ઉપકારિઓના ઉપકારને સ્મૃતિપટમા સુસ્થિર કરીને શ્રીઆનન્દ-ચન્દ્ર–સુધાસિન્ધુ–વિભાગ–ત્રીજાની–પ્રસ્તાવનાનો અત્ર આરંભ કરાય છે

પ્રકાશન થતા પારાવાર પ્રકાશનોમા આ એક ગ્રન્થનો વધારો વિશિષ્ટ પ્રયોજનપૂર્વકનો થાય છે આ ગ્રંથનુ નામ શ્રીઆનન્દ–ચન્દ્ર–સુધાસિન્ધુ વિભાગ ૩ જો રાખેલુ છે, અને તે નામ રાખવાના સબળ કારણોને પ્રકાશકે પોતાના નિવેદનમા જણાવ્યા છે, તેથી તે સંબંધીની વિચારણા તે નિવેદનમા સમજાશે, આથી હવે આ ગ્રંથમા આવતી સર્વ સામગ્રીઓને ક્રમશ વિચારીએ

શ્રીઆનન્દ–ચન્દ્ર–સુધાસિન્ધુ વિભાગ ત્રીજા તરીકે પ્રસિદ્ધ થતા આ ગ્રંથમા કુલ ૧૬ દેશનાઓ પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ આગમોદ્ધારક સ્વ૦ ગુરૂદેવ શ્રી આનન્દસાગર-સૂરીશ્વરજીએ આપેલી છે

પૃ ૧ થી પૃ ૫૪ સુધી દેશના–બીજીથી સળંગ સાત દેશનાઓ "આધિ–વ્યાધિ–જરા–મૃત્યુજ્વાલા શત સમાકુલાન્" એ શ્લોક પર આપેલ છે, પરન્તુ પ્રથમ દેશના બીજા વિભાગના પૃ ૧૪૬ થી પૃ ૧૫૮ સુધીના પેઇજ પર આવેલ છે તે વાચકોએ ત્યાથી વિચારી લેવુ

૧૭ જગતમાં સન્માર્ગનું પ્રથમ પગથીયું હોય, તો તે એ-જ છે કે મહાત્માનું કિર્તન.

૧૮. માનસિક શ્રદ્ધાની કીમત કરનાર અને તેનું વાસ્તવિક ફળ અપાવનાર જૈન શાસનજ છે.

૧૯ અકબર બાદશાહના વખતમાં જઝીયા વેરો અને મુડકાવેરો બંધ કરાવનાર શાસન પ્રભાવક શ્રી શાન્તિચંદ્રસૂરીશ્વરજી હતા, અને તે કાર્યથી તેમને શાસનની અને જગતની અનેક મુશ્કેલીઓ દૂર કરી છે

૨૦ જજીયાવેરા તે મુસલમાનોની વૃદ્ધિ કરવાનું એક અમોઘ સાધનરૂપ જે હુકમી ભર્યો કર હતો, એ વાતની ઇતિહાસ સાક્ષી પૂરે છે.

૨૧ શ્રમણ ભગવંતો પારો 'સામાયિક પારું' કહેનાર શ્રાવક-શ્રાવિકાને સાધુઓ જે આદેશ આપે છે તે શાસન-માન્ય-અર્થસૂચક આદેશ છે કારણ કે સામાયિક પારવાની આજ્ઞા માગનારને રજા નહિ આપતા 'ફરી કરવા લાયક છે" તે શ્રમણોપાસકોએ સમજવા જેવું છે

૨૨ શ્રમણ ભગવંતો આશ્રવમાં જોડવાની સમ્મતિ આપી શકતા નથી કારણ કે પોતે સંવર સ્થિત છે, અને બીજાને સંવરમાંજ રહેવાનું ફરમાવી શકે છે

૨૩ મનુષ્ય જન્મ આદિ અનુકુળ સામગ્રી વાળો આ ભવ પામીને સંવરભાવમાં જીવન ગુજારવું એ મનુષ્ય જન્મની સફળતા છે

૨૪ હીરા જેવો મનુષ્યભવ પામીને જેની ફૂટી કોડીની કીમત નથી, પરંતુ વિનશ્વર સાધન સામગ્રી માટે ઉદ્યમ કરવો તે નરી મૂર્ખતા છે

૨૫ ખાવા પીવાની અને સુવાની અગર તો મૈથુનાદિ સેવવાની શ્રેણીમાં ઉદ્યમવંત થનારાઓ મનુષ્ય જીવનને બન્ને પગ છતાં જીવી રહ્યા છે એ સમજવું એ બેને બે ચાર જેવી વાત છે

૨૬ સામાયિક પોષધ પારતી વખતે શ્રાવક અને શ્રાવિકાને હું આશ્રવમાં જાઉં" છું એટલો પણ વિવેક ન રહે તો તે શ્રમણોપાસક પણાની વાસ્તવિક કીંમતને સમજતા નથી એમ કહેવું પડે

૨૭ મહાત્માનું કિર્તન એ જેમ સદ્ગતીની નીસરણી છે, એવીજ રીતે મહાત્માઓનું અપકીર્તન કરવું તે દુર્ગતિની નીસરણી છે.

૨૮ મહાત્માના ગુણોનું કિર્તન કરનારો અનુક્રમે કલ્યાણની પરંપરા પામીને સકલ કર્મના ક્ષય રૂપ મોક્ષને પામી શકે છે

પરીક્ષાપૂર્વક ધર્મનું ગ્રહણ

ચારિત્રકાર-મહારાજા-કલિકાલસર્વજ્ઞ-શ્રીમાન્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ ભવ્યાત્માઓને ઉદ્દેશીને ત્રિષષ્ઠિશલાકાપુરૂષચરિત્રની રચના કરતા સૂચવી ગયા કે" મનુષ્યે મનુષ્યપણાની ઉન્નતિમાં વધવું શી રીતે? તે સંસારમાં અનાદિથી કર્મસંયોગ, અને તે થયેલ કર્મસંયોગનો વિયોગ કઇ રીતિએ થાય તે વાત સ્પષ્ટપણે સમજાવી ગયા કર્મના સંયોગથી મુઝાઈ ગયેલા આત્માઓએ ગભરાઇ જવાની જરૂર નથી પરંતુ કર્મના સંયોગનો સદંતર વિયોગ કરનાર આત્માઓએ ધર્મ સેવનમાં તન્મય બનવાની જરૂર છે ધર્મ એ કર્મનો સદંતર નાશ કરનારી ચીજ છે, એ મગજમાં સ્થિર કર્યાં પછી ધર્મના નામે બનાવટી ધર્મનું સેવન ન થઇ જાય, તે માટે પરીક્ષા કરવાની જરૂર છે આથીજ ધર્મ પણ પરીક્ષા કરીને ગ્રહણ કરવા લાયક ચીજ છે બજારમાં વેચાતા અનાજ જેવી ચીજ ધર્મ નથી પરંતુ ધર્મને બારીકાઇથી જાણવો જોઇએ તેના માટે શ્રી હરિભદ્રસૂરીશ્વરજીએ કહ્યું છે કે—

"सूक्ष्म बुद्धया सदा ज्ञेयो धर्मो धर्मार्थिभि नरैं ॥"

ધર્મના અર્થી પુરૂષોએ ધર્મને બહુ સૂક્ષ્મ બુદ્ધિથી જાણવો જોઇએ સાધુની વૈયાવચ્ચનો ધર્મ તે ઉપર એક મુનિએ વ્યાખ્યાન આપ્યું ને કહ્યું કે તેમાં બહુ લાભ છે તે સાંભળીને શ્રોતાઓમાંથી એક બાઇકે સાધુની હંમેશાં ભાવપૂર્વક વૈયાવચ્ચ કરવાનો નિયમ લીધો તે પ્રમાણે રોજ નિયમીત સાધુની તપાસ કરે, તેમને

તો એક સુંદર સતી બાઈ છાણા વીણતી તેના જોવામાં આવી, તેને પુછ્યું કે બાઈ તારૂ નામ શું છે? બાઈ કહે કે મારૂ નામ લક્ષ્મી છે તે સાંભળી પેલી ચકિત થઈ ને કહેવા લાગી કે અહો તારૂ નામ લક્ષ્મી છે ને તું તો છાણા વીણે છે પછી આગળ ચાલતા એક પુરૂષ તેને રસ્તામાં મળ્યો તે ભીખ માગવાને માટે એક ગામથી બીજે ગામ જતો હતો તેને આ બાઈએ પુછ્યું કે ભાઈ તમારૂ નામ શું છે? તેણે કહ્યું કે મારૂ નામ ધનપાળ છે ત્યારે પણ આ બાઈ વિમાસણમાં પડી કે અરે આનું નામ તો ઘણું સુંદર છે ને એ ભીખ માગવાના ધંધા કરે છે વળી આગળ કોઈ ગામની નજીક આવી ત્યાં ગામ બહાર સ્મશાન હતું ત્યાં એક મૃતક બાળી રહ્યું હતું ત્યારે તેણે પુછ્યું કે ભાઈ આજે આ ગામમાં કોણ મરી ગયું છે? તેઓએ જવાબ આપ્યો કે આ ગામના અમરચંદ શેઠ આજે ગુજરી ગયા છે! તે સાંભળી બાઈ ચોંકી ઉઠી કે અરે નામ તો અમર ને મરી ગયા! માટે નામ માત્રથી કાંઈ નથી તેમાં ગુણો હોવા જોઈએ એ પ્રમાણે ઠીકરપાળની સ્ત્રી પીયર જતા આ અનુભવ દેખી આપો આપ સમજી ગઈ ને પોતાને સાસરે પાછી આવી અને રહેવા લાગી, અને ઘરના કામ કરવા લાગી લોકો એને જ્યારે ચીડવતા ત્યારે એ બાઈ નીચેનો દોહરો તેઓને સંભળાવતી

'લખમી છાણા વીણતી ભીખતો ધનપાળ
અમર મરતો પેખીઆ ભલો મારો ઠીકરપાળ ૧

આ નાના સરખા દૃષ્ટાંતથી અત્ર સમજવાનું માત્ર એટલુંજ કે એકલા નામ માત્રથી કાંઈ નથી, પણ તેવા તેનામાં ગુણો હોવા જોઈએ

**આશ્રવોના પ્રકાર.**

રતન પણ ઉત્તમોત્તમ હોવું જોઈએ જે વર્ણન ઉપર દુનીયાના જીવોને વિશ્વાસ બેસે તેવું ઉત્તમ રતન હોવું જોઈએ તોજ તે દેવ તરીકે કે ગુરૂ તરીકે માની શકાય તે સિવાય દેવ કે ગુરૂ તરીકે માનવા જૈનશાસ્ત્ર ના પાડે છે દેવ ગુરૂને ધર્મ એ ત્રણેમાં ધર્મ એ ગુણ નીકળે છે એ કોઈ વ્યક્તિ નથી જેમ દેવ કે ગુરૂ એ વ્યક્તિઓ છે, તેમ ધર્મના નામની કોઈ વ્યક્તિ નથી દેવ ને ગુરૂ વ્યક્તિત્વવાળી ચીજ છે તેમના ગુણસ્થાનકપણાને અંગે આપણે તેમને માનીએ છીએ આપણો આત્મા જો તેમના ગુણો લક્ષ્યમાં લે તો તેમની બરાબર તે પણ થઈ શકે છે જેમ ચિંતામણી રત્નમાં સર્વ ગુણ છે ચિંતવેલું આપે તેનું નામ ચિંતામણી રત્ન છે પણ એ વસ્તુની કિંમત સમજે નહિ તેને તો તે પત્થર છે તેની કિંમત જે સમજે તેને ઇચ્છિત દેવાવાળી ચીજ છે જો તે ચીજ અજ્ઞાનીના હાથમાં આવે, ને તેને પત્થરનો ટુકડો જાણી કાગડા ઉડાડવામાં વાપરે, તો તેના જેવો મૂર્ખો આ દુનીયામાં બીજો નહિ તેના ગુણો જાણીને પણ તેનો જે આદરી ન શકે, તે અજ્ઞાની કરતા પણ વધારે મૂર્ખ છે કારણ અજ્ઞાની તો તેના ગુણો સમજતો નથી, પણ તેના ગુણોને જાણનારાઓ જો તેની આરાધનામાં બેદરકાર રહે તો, તેના જેવો મૂર્ખો બીજો કોઈ નથી તેમ આપણે પણ દેવ કે ગુરૂના ગુણો ઓળખીએ નહિ, અને આપણને મળેલા દેવ ગુરૂને એમને એમ દર્શન પૂજન ધ્યાન વિના તેને માનવામાં બેદરકાર રહીએ તો આપણા જેવો મૂર્ખો કોઈ કહેવાય નહિ વારંવાર જ્ઞાનીઓ પોકારીને કહે છે કે હે ભવ્ય પ્રાણીઓ દશ દૃષ્ટાંતે દુર્લભ એવો આ મનુષ્યભવ આપણને મળ્યો છે, ને જીનેશ્વર પરમાત્મા સરખા દેવ, તથા પંચ મહાવ્રતધારી ગુરૂ મળ્યા છે છતા પણ જો આપણે તેની કિંમત ન સમજીએ, અને ધર્મના આરાધન વિના ફોગટજ મનુષ્ય જન્મ વિગેરે, સગવડની સામગ્રીને એળે ગુમાવીએ તો ખરેખર આપણા જેવો કમનસીબ બીજો કોઈ નહીં હાથમાં આવેલું ચિંતામણી રત્ન આપણે ગુમાવી દઈએ છીએ માટે ચિંતામણી રત્નને પત્થર ગણે તથા તેને કાગડા ઉડાવવા કામ લાગશે તેમ ગણે તેની કિંમત ન સમજે તેને તેનાથી વધારે કંગાળ કહો કે જગ પણ નહિ

સત્પુરૂષો ગુણવાળા છે ગુણને અંગે પૂજ્ય બન્યા છે, આપણા જેવાજ પ્રથમ હતા છતા પણ તેઓ આજે પૂજનિક શા કારણથી થયા તે વિચારો! કહો કે તેઓએ આત્માના ગુણો પ્રગટ કર્યા છે જ્યારે આપણામાં તો તે ગુણો ઢંકાએલા છે વાસ્તે તે પુરૂષને પગલે

ચંપાબાઇએ કહ્યું કે એ હમારા ગુરુ હીરસૂરિજી મહારાજની કૃપાથી તપસ્યા થઇ શકી! તો વિચારજો કે આ જગ્યા પર જો ચંપાબાઇ મહાત્માનું જીવન ન હોત તો તેઓનો જે જૈન શાસન ઉપર ઉપકાર થયો તે થવાનો વખત આવત ક્યાંથી? ત્યારે કહો કે— તેમનો જે ઉપકાર આપણા ઉપર થયો તેની જડ પણ મહાત્માનું જીવનજ છે, આ તો મનની શ્રદ્ધા છે. તેમના ઉપર ચંપાબાઇને મનની પૂર્ણ શ્રદ્ધા હતી, તેથી તેવી તપસ્યા કરવા પોતે તૈયાર થયા. અહીં હીરસૂરિજી મહારાજ પચ્ચખાણ આપવામાં કે બીજું કરાવવામાં નથી, પણ ચંપાબાઇનું અંતઃકરણ હીરસૂરિજી મહારાજ છે. અકબર બાદશાહે પાસે હીરસૂરિજીના વખાણ કર્યાં ત્યારે બાદશાહને પણ આશ્ચર્ય થયું કે એમ શાથી? મહાત્મા કે જેના અકબર જેવા બાદશાહ... તેઓ ગંધાર તરફ વિચરતા હતા ત્યાંથી બાદશાહે તેમને બોલાવવાનું ફરમાન મોકલ્યું. બાદશાહે દીવાનો ટોડરમલ્લ, માનસિંહ સહિત મુલાકાત લેવા દર્શન કરવા બોલાવે છે. આમાં જૈન ધર્મની જાહોજલાલી હતી! એમ જાણી ગુરુ મહારાજ હીરસૂરિજી પણ અકબર બાદશાહને મળવાને માટે તે તરફ વિહાર કરે છે. અનુક્રમે વિહાર કરી બાદશાહ પાસે આવ્યા છે. બાદશાહને અહિંસા વિગેરે ધર્મનો ઉપદેશ આપી એવો ધર્મનો રાગી બનાવ્યો કે તેઓશ્રીના વચનથી બાદશાહે નિયમ બંધ કર્યો એટલું જ નહિ પણ શત્રુંજય આદિ આપણા જે તીર્થો જેમાં જજીયાવેરો મુંડકાવેરો લેવાતો હતો તે પણ બંધ કરાવ્યો. વળી પર્યુષણના આઠ દિવસ તથા બાદશાહના ચાર દિવસ મળી બાર દિવસ બાદશાહના તાબાના તમામ મુલકમાં જીવહિંસા બંધ કરાવી. તેના ફરમાનો બાદશાહે પોતાની સહીથી મહેર કરી મોકલી આપ્યા. એ ફરમાન હીરસૂરિજીને પણ આપ્યું.

ત્યાર પછી પોતાના શિષ્ય શાન્તિચંદ્ર ઉપાધ્યાયને બાદશાહને પ્રતિબોધ કરવા ત્યાં મુકી ગુરુ મહારાજ અન્યત્ર વિહાર કરી ગયા. તો ફરમાન જેવા હીરજીના સહેજમાં અકબર બાદશાહને પણ જે હીરસૂરિજીથી ઉપકાર થયો તેની જડ તપાસશો તો માલમ પડશે કે મહાત્માનું જીવન એજ તેની જડ છે. ચંપાબાઇના વર્તનમાં પણ એજ વાત માલમ પડી આવે છે.

આ કારણથીજ પૌષધને પારતી વખતે સાગરચંદો કામોની ગાથા બોલાય છે. તેનું કારણ તપાસો કે પૂર્વે જે એવા દૃઢ ધર્મી મહાત્માઓ થઇ ગયા તેનું તો નામ પણ ચૂકાશે નહિ. ગૃહસ્થો આ ભવ સમા રાત દિવસ રાચી માચી રહેનારા છે. તો બનતી આ ભવથી જેટલા બને તેટલા કામના એ હેતુથી ગૃહસ્થોને સામાયક પારતાં કે પૌષધ પારતાં આદેશ માગી પારી તે ક્રિયા નહીં મૂકવા તરીકેનો ઉપાય છે.

જ્યારે ગુરુ શ્રી આદેશ માગે કે સામાયક પારું? પૌષધ પારું? ત્યારે સાધુ મુનિરાજ શું કહે? તો કે **पुणोवि कायव्वो पुणरवि कर्त्तव्य** આ ક્રિયા ફરી ફરી કરવા યોગ્ય છે, મુકવા યોગ્ય નથી. આમ જ્યારે ગુરુ કહે ત્યારે ગૃહસ્થી તેનો વળતો જવાબ શું આપે? તો કે **यथाशक्ति** મારી શક્તિને અનુસારે કરીશ. પછી બીજો આદેશ સામાયક પાર્યું? પૌષધ પાર્યો? તો માગે ત્યારે ગુરુ મહારાજ જવાબ આપે કે **आयारो न मोत्तव्वो आचार न मोक्तव्य** આ આચાર તમારે મુકવો નહિ. આ પ્રમાણે ગુરુ મહારાજ કહે ત્યારે વળી ગૃહસ્થ કહે કે **तहत्ति** આપ કહો છો તેમજ મારે માટે છે. તેમજ હું વર્તીશ. આ ઉપરથી મહાત્માના જીવનને ચાલુ રાખવું જોઇએ તે જણાય છે. વળી પૌષધ પારતાં પૂર્વ પુરુષોના દૃષ્ટાંતો વિચારવા કે તે પુરુષોએ સંકટમાં પણ પૌષધ સામાયક ચાલુ રાખ્યા, છોડ્યા નહિ. જેની પ્રશંસા ભગવંતે પોતે કરી તે ક્રિયા આ જીવને ચાલુ રાખવાની છે. હવે તે પૌષધ પારતી વખતે ને ગાથા બોલવાની આપણને ફરમાવી છે તેનું શું કારણ છે તે વિગેરે તપાસીએ. જુઓ આ રહી તે ગાથાઓ—

सागरचन्दो कामो चन्दवडिंसो सुदंसणो धन्नो।
जेसिं पोसहपडिमा अखंडिआ जीवियंतेऽवि ॥१॥
धन्ना सलाहणिज्जा सुलसा आणंद कामदेवाय।
जास पसंसइ भयवं दढव्वयत्तं महावीरो ॥२॥

નથી મળ્યા પુન્યનો ઉદય હોય તોજ તે મળે છે ને તે મળ્યા પછી રત્નની કિંમત ન કરે ને પથ્થર જાણી કાગ ઉડાવવામા જે ફેંકી દે તેની જેમ તેને એળે ગુમાવી દેનાર મનુષ્ય ભવ હારી જાય છે

સવર ભાવની આત્માની પરિણતિ થઈ તે વખતે સાગરચંદ્રો કામો જે બનાવે છે કે જે એવા પુરૂષોના ચારિત્રો હૃદયમા ધારણ કરવામા આવે, ઉતારવામા આવે તો વિશેષ સવર ભાવમા આત્મા જોડાય સવરભાવનુ પોષણ કરતા ચરિત્રો તેના માટે તે બનાવવામા આવેલ છે એ પુરૂષોના ચરિત્ર તે ખરેખર આત્માને કલ્યાણ અને મોક્ષ દેનારા છે આજ વાત મગજમા લઈશુ તો સુદેવ ને સુગુરૂ કે સુધર્મ માન્યા વગર સમ્યક્ત્વ નથી, આ કહેવાનો વખત સમજાઈ જશે. સુદેવને સુગુરૂ ગને સાગ છે તો તેમનો ધર્મ માનુ તો તેમા આવી જાય છે ધર્મના સ્વરૂપને માનુ છુ ને ધર્મીને માનતો નથી, તેનો તમારી પાસે ઉત્તર નથી ધર્મ એ ગુણ ચીજ હોવાથી ગુણીને માન્યા પછી ગુણને માનવાનો હક છે એટલાજ માટે પ્રથમ દેવને પછી ગુરૂને પછી ધર્મને ધર્મ કરતા ધર્મીણિની અધિકતા છે તે ધર્મ દ્વારાએ અધિકતા છે નહિ વસ્તુ સાચી હોય તેને અંગે કહેવુ પડશે કે ધર્મને ઓળખનાર ધર્મી, યા વિગેરે ધર્મ તથા પાપ મહા નન રૂપ જે ધર્મ તેને ઓળખાવનાર ધર્મી, તે પ્રથમ અરિહંત દેવ છે અરિહંત ભગવાન કેવળજ્ઞાન પામી કરામલકવત્ હાથમા રહેલ આમળાની માફક જાણ જગતને જુએ છે તેઓએ દુનિયાને સાચો રસ્તો બતાવ્યો છે તે સિવાય આપણે સાચો રસ્તો જાણી શકતે નહિ આટલા ચાજ મહાત્માનુ કીર્તન સ્વીકારવુ પડશે અને એનાથી ઉલટાવો ઉલટુ લ્યો મહાત્માનુ અપકીર્તન તે દુર્ગતિમા લઈ જનાર છે ! દુર્ગતિની નિસરણી છે ! કોઈ એમ કહે કે હુ શુદ્ધ સુદેવ રોગી છુ પણ જીનેશ્વરને દેવ માનતો નથી તથા શુદ્ધ સાધુને ગુરૂ માનતો નથી તો આવી ધર્મની માન્યતા નકામી છે ધર્મની માન્યતા ન થાય તો તે નકામી છે આ વાત સમજાવવાને તેને કહેવુ પડે કે મહાત્માનુ અપકીર્તન તે દુર્ગતિની નિસરણી છે એટલે દુર્ગતિમા લઈ જનાર છે ને મહાત્માના ગુણોનુ કીર્તન કરવાનુ મોક્ષનુ કારણ છે આના કારણથી હેમાચાર્ય મહારાજ ઋષભદેવનુ ચરિત્ર બનાવતા આગળ શુ જણાવશે તે અધિકાર અગ્રે વર્તમાન.



# ૨૪૦ આગમોદ્ધારકની અમોઘ-દેશના. ૩

## દેશનાના દિવ્ય-અવતરણો

૧ નિર્મળ દશાને પામેલ આત્મા સહેજે સિદ્ધિ પામી શકે છે.

૨ નિર્મળ દશા પામનાર પુન્યાત્માએ આ વિચાર દઢ કરવો કે—"અનાદિ કાળથી કર્મો આ આત્માને વળગેલા છે."

૩ આત્માને નિર્મળ દશા પ્રાપ્ત કરાવનાર સત્સંગ અને તેજ સત્સંગનો સતત્ સહવાસ

૪ સત્સંગના સહવાસની ઉત્પન્ન થવા લાયના ગુણો ઉત્પન્ન થવાની અવશ્યમેવ જરૂર છે

૫ "શુદ્ધ શ્રદ્ધારૂપ સમ્યક્ત્વ ગુણની પ્રાપ્તિ થતી" એજ સર્વ ગુણોને પ્રાપ્ત કરાવનાર-અમોઘ સાધનરૂપ ગુણ છે

૬ અનાદિ કાળની આત્મામા ઘર કરીને બેઠેલ અઢારમા પાપસ્થાનક મિથ્યાત્વશલ્યને સર્વદા દેશવટો દેવરાવનાર શુદ્ધ શ્રદ્ધારૂપ સમ્યક્ત્વગુણ છે તે ધ્યાનમા રાખો.

૭ "અઢારમુ પાપ સ્થાનક ગયુ એટલે

આનો અર્થ નીચે મુજબ છે સાગરચંદ્ર કામદેવ ચંદના મહારાજાને સુદર્શન શેઠ તેમને ધન્ય છે કે જેમની પૌષધ પ્રતિમા ઇત્યાદિના અંતમાં પણ અખંડિત રહી ॥૧॥ વળી તેઓ ધન્ય છે અને શ્લાઘા-પ્રશંસા કરવા યોગ્ય છે જે સુલસા શ્રાવિકા આણંદ શ્રાવક અને કામદેવ શ્રાવક કે જેમનું દ્રઢવ્રતપણું મહાવીર ભગવાન પ્રશંસે છે ॥૨॥ આ ઉપરથી એ માલુમ પડે છે કે શ્રાવકે સામાયક પૌષધ કરવાનું જે કાર્ય તેમાં પણ મહાત્માનું કીર્તન કર્યું છે આવા પૂર્વ પુરુષોના ચરિત્રોને વાંચી વિચારી જાગી પોતાના વર્તનનો સુધારો કરી શકાય છે સુદર્શન શેઠ જેના પર રાજાની રાણી મોહિત થઈ છતાં તેને પૌષધવ્રતને સાચવી રાખ્યું છે સુલસા શ્રાવિકાને ભગવાને ધર્મલાભ કહેવરાવ્યો આણંદ શ્રાવક પ્રતિમાધારી હતા તેઓ કોઈ સામાન્ય પુરુષ ન હતા, કરોડોની મીલ્કતના ધણી હતા. તેઓએ પણ પોતાના શ્રાવક ધર્મને ઉચિત સામાયક પૌષધ એવા કર્યા કે જેની પ્રશંસા ખુદ ભગવાને કરી શ્રાવકોએ તેનું અનુકરણ કરી પોતાની ક્રિયામાં તો જરૂર દ્રઢ બનવું જોઈએ જેઓ એ પૂર્વ પુરુષોના ચરિત્રોનો સાર લઈ પોતાનામાં ઉતારે છે તે તો અવશ્ય પોતાનું કામ કાઢી જાય છે પ્રથમ તે પુરુષો ઉપર દ્રઢ શ્રદ્ધા થવી જોઈએ જો તે થાય તો તેમના ચરિત્ર ઉપર ભાવ આવે ને આ આત્મા પણ તે કરવા તરફ દોરાય તો પોતાના જીવનને પણ જરૂર ધર્મ વાસિત બનાવી શકે, ઉત્તરોત્તર મોક્ષગામી પણ થાય તે નિઃશંક છે સામાયિક પૌષધમાં હતા ત્યાં સુધી સંવરમાં હતા, એટલે આવતા કર્મને રોકવા રૂપ સંવર ભાવમાં હતા તે સામાયિક પૌષધ પારતી વખતે આશ્રવમાં પેસો છો એટલે નવા કર્મ બાંધવા રૂપ આવવા રૂપ આશ્રવ ભાવમાં પેસો છો તેવે સમયે મારા સંવરભાવમાં રહેલા સાધુ મહાત્માઓ તમને એમ કહે છે કે સામાયિક પારો નો આદેશ નહિ કારણ કે ગૃહસ્થ જીવન સદા પ્રાયઃ છે કે, આરંભ સમારંભ રૂપ કર્મ આવવાના આશ્રવથી ભરેલું છે ગૃહસ્થને તે વિના ચાલી શકતું નથી પણ મુનિરાજો તે આશ્રવમાં જોડાવા સંમતિ આપી શકે નહિ

તે તો સંવર ભાવને માટેજ પોષણ કરનારા છે આથી તેવે સમયે મૌન રહે અગર એમ કહે કે ફરીથી પણ કરવું લાભ છે આવી સંવરભાવની ક્રિયામાં જેટલો જેટલો કાળ ગૃહસ્થનો જાય તેટલો લેખે લાગે છે ચોવીસે કલાક આરંભ સમારંભમાં મગ્ન એવા જીવે બે ઘડી જેટલો સમય તો જરૂર સામાયિકમાં સંવર ભાવમાં ગાળવો જોઈએ તોજ મનુષ્ય જન્મ આર્યક્ષેત્ર ઉત્તમ કુળ-જાતિ-ધર્મ પામ્યાનું સાર્થકપણું છે તે વિના એમને એમ જ મારો ફોગટ ચાલ્યો જાય છે કહ્યું છે કે, 'રાતિ ગુમાયા સોયકે દીવસ ગુમાયા ખાયા હીરા જૈસા મનુષ્ય ભવ કોડી બદલે ગવાયા.' રાત્રિ સુવામાં ગુમાવી દિવસ ખાઈ ખાઈને ગુમાવ્યો. હીરા જેવો આ મનુષ્ય ભવ તેને કોડીની કિંમતમાં ગુમાવી દીધો માટે રોજ દીવસમાં એક સામાયક તો અવશ્ય કરવું જોઈએ પર્વ તીથીએ પૌષધ સદા સામાયિક કાળથી, જ્ઞાન દાન જિનેશ્વરનું પૂજન, સવાર સાંજ પ્રતિક્રમણ ગુરુની ભક્તિ શાસ્ત્રનું શ્રવણ મનન નિદિધ્યાસન આદિ કામ તો શ્રાવકે પણ દરરોજ કરવું જોઈએ તેનાથી સમકીતની શુદ્ધિ થાય છે શ્રમણ ધર્મની ઉપાસના થાય છે ને સ્વઉચિત ક્રિયા સચવાય છે તદુપરાંત રાત્રિ ભોજનનો ત્યાગ વેંગણ-બગાડા-કાંદા-સુરણ આદિ અભક્ષ્ય ચીજોનું સર્વથા વર્જન આવું આવું તો ગૃહસ્થને અવશ્ય ત્યાગ કરવુંજ જોઈએ જો તે રૂપ ગૃહસ્થ ધર્મ પણ ન સાચવી શકાય. પળી શકાય. તો પછી મનુષ્ય જન્મ ફોગટજ ગુમાવી બેસે છે તિર્યંચની માફક તે જીવ પશુ સમાન છે કારણ કે आहारनिद्रा भय मैथुन च सामान्यमेतद् पशुभिर्नराणाम्। આહાર નિદ્રા ભય અને મૈથુન તે ચાર વાના તો પશુ અને મનુષ્યમાં સામાન્ય રીતે હોય છે ત્યારે મનુષ્ય જન્મની અધિકતા શાથી બનવાની? એક જ કારણથી કે ધર્મ કરવાની સામગ્રી મનુષ્ય જન્મમાં વિશેષ છે તે મળ્યા છતાં ધર્મ ન કરી લે તો તે મનુષ્ય છે? પશુ સમાન છે! વિવેક ન હોય. કરવા લાયક શું ન કરવા લાયક શું? આ સમજનો જો પણ વિચાર ન હોય તો મનુષ્ય જન્મ એળેજ ગયો સમજવો ફરી ફરી મનુષ્યભવ આ જીવને મળતો

નથી મળ્યા પુન્યનો ઉદય હોય તોજ તે મળે છે ને તે મળ્યા પછી રત્નની કિંમત ન કરે ને પત્થર જાણી કાઢી ફેંકી દે તેની જેમ તેને એમ ગુમાવી દેનાર મનુષ્ય ભવ હારી જાય છે

સમ્યગ્ ભાવની આત્માની પરિણતિ થઈ તે વખતે આગમ્યદો ભ્રમો એ બનાવે છે કે તે એવા પુરૂષોના ચારિત્રો લક્ષમાં ધારણ કરવામાં આવે ઉતારવામાં આવે તો વિશેષ. સમ્યગ્ ભાવમાં આત્મા જોડાઈ સમ્યગ્ભાવનું પોષણ કરતા શોભે તેના માટે તે બનાવવામાં આવેલ છે. સત્પુરૂષોના ચરિત્ર તે ખરેખર આત્માને કલ્યાણ અને મોક્ષ દેનારા છે. આજ વાત સમજમાં લઈશું તો સુદેવ ને સુગુરૂ કે સુધર્મ માન્યા વગર સમ્યક્ત્વ નથી, આ મ્હેતાનો વચન સમજાય જશે. સુદેવને સુગુરૂ જેને સારા છે તો તેમનો ધર્મ માનું તો તેમાં આવી જાય છે ધર્મના સ્વરૂપને માનું છું ને ધર્મને માનતો નથી, તેનો તમારી પાસે ઉત્તર નથી. ધર્મ એ ગુણ ચીજ હોવાથી ગુણીને માન્યા પછી ગુણને માનવાનો હક છે. એટલાજ માટે પ્રથમ દેવને પછી ગુરૂને પછી ધર્મને ધર્મ કરતા ધર્મીઓની અધિકતા છે તે ધર્મ દ્વારાએ અધિકતા છે ત્યારે વસ્તુ સાચી હોય તેને અંગે કહેવું પડે કે ધર્મને ઓળખનાર ધર્મી, યાવત્ વિગેરે ધર્મ તથા પાપ મહા નતર ર્ક જે ધર્મ તેને ઓળખાવનાર ધર્મી, તે પ્રથમ અરિહંત દેવ છે. અરિહંત ભગવાન કેવળજ્ઞાન પામી સમવસરણમાં બેસી આમળાની માફક ત્રણ જગતને દેખે છે. તેઓ એ દુનિયાને સાચો રસ્તો બતાવ્યો છે તે સિવાય આરાધે આવો શક જાણી શકને નહિ આટલા માટેજ મહાત્માનું કીર્તન ગીમવું પડે છે એનાથી ઉદ્ધાર થાય. ઉલટું ત્યો મહાત્માનું અપકીર્તન તે દુર્ગતિમાં લઈ જનાર છે! દુર્ગતિની નિસરણી છે! કોઈ એમ કહે કે હું શુદ્ધ સમ્યગ્ દ્રષ્ટિ છું પણ જીનેશ્વરને દેવ માનતો નથી તથા શુદ્ધ સાધુને ગુરૂ માનતો નથી તો આવી ધર્મની માન્યતા લગાડી છે, ધર્મની માન્યતા ન થાય તો તે લગાડી જ આ વાત સમજી શકે તેને કહેવું પડે કે મહાત્માનું અપકીર્તન તે દુર્ગતિની નિસરણી છે એટલે દુર્ગતિમાં લઈ જનાર છે ને મહાત્માના ગુણોનું કીર્તન કલ્યાણને મોક્ષનું કારણ છે આટલા કારણથી હેમાચાર્ય મહારાજ ઋષભદેવનું ચરિત્ર બનાવતા આગળ શું જણાવશે તે અધિકાર અગ્રે વર્તમાન



# સ્વ૦ આગમોદ્ધારકની અમોઘ-દેશના. ૩

## દેશનાના દિવ્ય-અવતરણો.

૧. નિર્મળ દશાને પામેલ આત્મા સહેજે સિદ્ધિ પામી શકે છે

૨ નિર્મળ દશા પામનાર પુન્યાત્માએ આ વિચાર દૃઢ કરવો કે-"અનાદિ કાળથી કર્મો આ આત્માને વળગેલા છે"

૩ આત્માને નિર્મળ દશા પ્રાપ્ત કરાવનાર સત્સંગ અને તેજ સત્સંગનો સતત સહવાસ

૪ સત્સંગના સહવાસથી ઉત્પન્ન થતા લાયકના ગુણો ઉત્પન્ન થવાની અવશ્યમેવ જરૂર છે

૫ "શુદ્ધ શ્રદ્ધારૂપ સમ્યક્ત્વ ગુણની પ્રાપ્તિ થવી" એજ સર્વ ગુણોને પ્રાપ્ત કરાવનાર-અમોઘ સાધનરૂપ ગુણ છે

૬ અનાદિકાળથી આત્મામાં ઘર કરીને બેઠેલ અઢારમા પાપસ્થાનક મિથ્યાત્વશલ્યને સર્વદા દેશવટો દેવરાવનાર શુદ્ધ શ્રદ્ધારૂપ સમ્યક્ત્વગુણ છે તે ધ્યાનમાં રાખો

૭ "અઢારમુ પાપ સ્થાનક ગણુ એટલે

સત્તર પાપસ્થાનક ફરજીયાત વિદાયગીરી થશે" એ શાસન માન્ય સિદ્ધાંત છે

૮ ગુણને ગુણ તરીકે જાણે અને માને તેજ આત્મા ગુણ મેળવવા પ્રયત્ન કરે છે.

૯ ગુણને ગુણ તરીકે જાણ્યોજ નથી, તેથીજ આ આત્મા અનાદિકાળથી રખડે છે.

૧૦. ગુણ-ગુણીના દ્વેષ કરનારાને પણ શાસન માન્ય-મહાત્માઓના સમાગમ માર્ગદર્શક બને છે

૧૧ સત્સંગમાં અલૌકિક જાદુ ભર્યું છે કે દશભવથી શત્રુતા રાખનારો અને વર્તનારો કમઠ સમ્યક્ત્વ પામે છે આવા અનેક દ્રષ્ટાંતો જૈન સાહિત્યમાં પ્રસંગે પ્રસંગે નજરે ચઢે છે.

૧૨ મહાપુરૂષોના ગુણાનુવાદ કરનારો સ્વયં ગુણી બને છે

૧૩. "અમુલ્ય કિંમતિ જીવન નાશવંત પદાર્થોની પ્રાપ્તિ-રક્ષણ-વૃદ્ધિની પાછળ ચાલ્યું જાય છે તે તપાસવાની ફુરસદ નથી" આવા જેવી બીજી બરબાદી કઈ ?

૧૪. સમજ્યા ત્યારથી સવાર ગણીને મહા પુરૂષોના જીવન ચરિત્રોનો અભ્યાસ કરો !

૧૫ તે મહાપુરૂષોના જીવન ચરિત્રો સાથે તમારા જીવનને ઘટાવીને માનવજીવન સફળ કરતા શીખો

૧૬. દર્શીસોમાં કથન કરેલા પ્રસંગોને પોતાના જીવન સાથે ઘટાવતા નથી શીખ્યા તેથીજ જીવન ઉચ્ચ દશાએ પહોંચતુંજ નથી

૧૭ સામાયિક પૌષધમાં જે કાલ થાય છે તેજ આત્માને લાભદાયિ છે, અને તે સિવાયનો કાળ સંસારને વૃદ્ધિ કરનાર છે

૧૮ ગાડરીયા પ્રવાહની જેમ ધર્મક્રિયાઓ આ જીવે ઘણી કરી છે

૧૯ અમૃત ક્રિયાનું આસ્વાદન કેમ થાય ? તે માટે પ્રયત્નશીલ બનો !

૨૦ સંસારની કરણી નિષ્ફળ જતી હોય તો સંતોષ માનીએ, પરંતુ સંસારની કરેલી કરણીઓ આત્માને અનર્થકારી નિવડે છે

૨૧ મનુષ્ય જીવનની ક્ષણો લાખેણી છે, અને ફરી મળવી મુશ્કેલ છે

૨૨ "લગ્ન વેળા ગઈ ઉંઘમાં, પછી ઘણું પસ્તાય" એ કહેવતને ચરિતાર્થ કરનારો મનુષ્યોનો મોટો સમૂહ માનવ જીવનને બગાડ્યા કરી રહ્યો છે

૨૩ મુસાફરીમાં મુસાફરાદિરૂપે થયેલો સત્સંગનો સમાગમ ઘણા માર્ગાનુસારીને સમ્યક્ત્વ અપાવે છે

૨૪ દુનિયાદારીના જીવોએ પૈસાની કિંમત સ્વીકારી છે તેથી 'Time is money" ટાઈમ એ પૈસા છે એમ બોલે છે, પરંતુ જૈન શાસન તો માનવ જીવનના સમયની કિંમત ગણે છે અને જણાવે છે કે-"समयं मा पमायए" એક સમય પણ પ્રમાદ કરીશ નહિ

૨૫. પ્રથમ ગુણ કે પ્રથમ ગુણી આ બેનો ઝઘડો સત્પુરૂષનો સંગ મીટાવી શકે છે

૨૬. શાસ્ત્રમાન્ય-મહાત્માઓના ગુણ કીર્તન એકાંત કલ્યાણ કરનાર છે.

૨૭ કોઠારમાં જાનવર પેસે તો અનાજ ચરી જાય, પણ સડેલું અનાજ પેસે તો આખો કોઠાર નકામો જાય, તેવી રીતે શાંતિ સમુદાયાદિમાં દુર્જનો ભળી શકેજ નહિ

૨૮ "દુનિયામાં જેટલા સુખી દેખાય છે તે બધાએ પૂર્વ ભવમાજ ધર્મ જરૂર કરેલો છે" એ અનુમાન સાવ સાચુંજ છે.

૨૯ અજાણતાં થયેલ દુર્જનનો સંસર્ગ મનુષ્યોને માનવને બદલે દાનવ બનાવે છે

૩૦ "સોબત તેવી અસર" આ એક લૌકિક કહેવતનું રહસ્ય આ ચાલુ સજ્જન સંગ અને દુર્જન સંગના પ્રસંગથી સમજાવે છે.

૩૧ આત્માને અતીવ સદ્ગુણી બનાવનાર મહાપુરૂષોનો સમાગમ છે

૩૨ ગુણવાન્ થયા પછી ગુણોની શ્રેણી અથવા પરંપરા પ્રાપ્ત કરવી મુશ્કેલ નથી

૩૩ દાન શું ચીજ છે?, અને દાનનું શું ફલ છે?, એ બન્ને જાણ્યા સિવાય દાન દેનારને અમોઘ લાભ અપાવે છે તેનું અમોઘ કારણ સત્સંગ છે

૩૪ અજાણતા પણ સજ્જનોનો સમાગમ ભવથી પાર ઉતારવામા અમોઘ કારણભૂત બને છે એ સમજતા શીખો

૩૫ પ્રત્યક્ષ પ્રમાણરૂપ વાતો દેખીને અનુમાનના અંધકૂપમા પડવાનું વિવેકીઓ કરતા નથી

૩૬ પાવર ખોળવા જતા હીરો હાથમા આવી જાય તો દરિદ્રતા ચાલી જાય છે, તેનું ભાન સજ્જનના આત્માર્થી સમાગમમા સમજી લેવું જરૂરીનું છે,

૩૭ આત્મ કલ્યાણના અર્થિઓને આત્મ-કલ્યાણ કરવું તે પણ સત્પુરૂષોના સમાગમ વગર બની શકતુંજ નથી

૩૮ સંસારની અનુકૂળ સાધન સામગ્રી સંયોગોમા સુમાર્ગકમાર સાચી વસ્તુ પકડવા તૈયાર થાય છે એજ મહાન્ આશ્ચર્ય છે

૩૯ ખોટી વસ્તુને લાત મારવા તૈયાર થવું અને સાચી વસ્તુને કદતા પૂર્વક પકડી રાખવી એજ વૈરાગ્યની પરાકાષ્ઠા છે

૪૦ શાલીભદ્રના દૃષ્ટાંતને વિચારનારાએ પૂર્વભવમા દાન દેવાની પરિણામ ધારા વિચારવા જેવી છે

आधि व्याधि जरा मृत्यु ज्वालाग्नि दाह समाकुला।

ગુણને ગુણ તરીકે નહિ જાણનારાઓ

કલિકાલ સર્વજ્ઞ નિકાલ મર્દીત શ્રીમાન્ હેમચંદ્ર સૂરીશ્વરજી મહારાજ ભવ્ય પ્રાણીઓના ઉપકારો માટે શ્રી ત્રિષષ્ટીશલાકા પુરૂષ ચરિત નામના શાસ્ત્રમાં આદીશ્વર ભગવાનનું ચરિત્ર બનાવતા આ જ જણાવી ગયા કે જ્યારે આ આત્મા નિશ્ચયને પામે છે ત્યારે તે આત્માને સિદ્ધિ પામતા મુશ્કેલ નથી પરંતુ પ્રથમ આ આત્માને નિર્મળ બનાવવો જોઈએ એ મુશ્કેલ છે અનાદિકાળથી કર્મોનો થર એટલે કર્મરૂપી મેલ આ આત્માને વળગેલા છે તે બધા કર્મોને દૂર કરીને પ્રથમતઃ આ આત્માને નિર્મળ બનાવવો જોઈએ, અર્થાત્ કર્મને જડમૂળથી કાઢવા પ્રથમ પ્રયત્ન દરેક મુમુક્ષુ એ અવશ્ય કરવો જોઈએ રૂપીઓ રૂપીઆને પેદા કરાવી દે છે પણ તેને કેળવતા આવડવો જોઈએ અર્થ શાસ્ત્રની કેળવણીથી કેળવતા જો કેળવી જાણે તો એક રૂપીયાના પાંચ-દશ સો-હજાર લાખ કે ક્રોડ રૂપીઆ પણ ઉત્પન્ન કરી શકે છે, તેમ આ આત્માને સત્સંગ મળી જાય અને તેના સહવાસથી આત્મામાં સારા સારા ગુણો ઉત્પન્ન થાય અગર એકજ ગુણ આત્મામા આવ્યો હોય તો પણ તે સર્વ ગુણોને લાવે છે શુદ્ધ શ્રદ્ધારૂપ સમ્યક્ત્વ થયું એટલે અઢારમું પાપ સ્થાનક મિથ્યાત્વ શલ્ય મિથ્યાત્વરૂપી શલ્ય જે અનાદિકાળથી આત્મામા ઘર કરીને રહેલું હતું તે દૂર થઈ જાય, અને સાચી શ્રદ્ધા પ્રાપ્ત થાય છે સત્તરમાં માટે અઢારમું ગયું એટલે બીજા સત્તર પાપ સ્થાનક જરૂર નીકળીજ જવાના છે એક પાપ સ્થાનક નાશ પામે તો બીજા સત્તર પાપ સ્થાનકને પણ જરૂર નાશ પમાડી દે છે એક સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત થાય તો આત્મા સર્વ ગુણ સંપન્ન કરી શકે છે, પણ એક ગુણ મળે ક્યાંથી? તે એક ગુણ મળવો મુશ્કેલ છે કારણ કે ગુણને ગુણ તરીકે જાણે અને તે માટે પ્રયત્ન કરે તો જ ગુણ મેળવે છે અત્યારે તો તે માટે પ્રયત્ન કરવો તો દૂર રહ્યો પણ તે ગુણ જાણવોજ મુશ્કેલ પડે છે પોતે ગુણને ગુણ તરીકે જાણી શક્યો નથી, તેથીજ આ જીવ અત્યાર સુધી રખડ્યો છે,

સત્સંગનું વાસ્તવીક ફલ.

ગુણ જાણવો શાથી? ગુણ જાણવાનીજ મુશ્કેલી છે ગુણી થયા વગર ગુણ જાણે નહી. ગુણી થવું તે

ગુણને જાણ્યા વગર બને નહિં ગુણી થાય કોણ? ગુણ જાણે તે જે પોતે ગુણ વગરનો હોય તે ગુણીને જાણતો નથી ગુણ જણાયા વગર તેની ના યતા થાય નહિં, અગર તે માટે ઉદ્યમ થાય નહિં આ બેનો વાંધો પડ્યો તે કાઢે કોણ? જ્યાં સુધી એ વાંધો ન નીકળે ત્યાં સુધી અનાદિનું ભવ ચક્ર તેમને તેમ ચાલવાનું છે પરંતુ મહાપુરુષોનો સંગ એટલે જોગ તે જ તે વાંધો કાઢી આપણે ભલે તેને ગુણી ન જાણ્યા, અને અવગુણી જાણ્યા તો પણ મહાપુરૂષોના સંસર્ગ તે આ તકરારનો નિવેડો લાવી શકે છે તેમના સીવાય બીજો કોઈ આત્મા આ તકરારનો અંત લાવી શકે નહિ ચાહે મહાપુરૂષને મહાપુરૂષ ગણો કે ન ગણો ચાહે તેમને કાપુરૂષ ગણો પણ તેઓનો સંગ થવો જોઈએ! કારણ મહાપુરૂષોનો એવો સ્વભાવજ હોય છે

કે મારા સહવાસમાં આવેલો કેમ તરી જાય!!! ભલે ગમે તેવો પાપી હોય, ઉપસર્ગ કરનાર હોય, દુઃખ દેનાર હોય, અજ્ઞાની હોય, જડ હોય, અભિમાની હોય ક્રોધી હોય, અને ગમે તેવો હોય પણ મારા સહવાસમાં આવેલાનું કેમ કલ્યાણ થાય! અથવા તો તેનો કેમ ઉદ્ધાર થાય? તેજ લક્ષ્ય તેના પ્રત્યે મહાપુરુષોનું રહે છે મહાપુરૂષો એકાન્ત ઉપકારી હોવાથી તેમને પોતાને તેણે પૂર્વે શું કર્યું છે, તે તરફ બીલકુલ જોતા નથી, બકે તેનો ઉદ્ધારજ કરે છે અને તેના અવગુણોની ઉપેક્ષાજ રાખે છે, તે માટે આપણા તીર્થંકરોના ચરિત્રો બહુજ આપણને દાખલો બેસાડે છે, ભગવાન શ્રી પાર્શ્વનાથજીના તથા પ્રભુ શ્રી મહાવીર સ્વામીજીના ચરિત્રો ઉંડા ઉતરીને આ સ્થળે વિચારશો તો માલુમ પડી આવશે કે અપરાધી ઉપર

પણ તેઓની દયા કોઈ જુદાજ પ્રકારની હતી શ્રી પાર્શ્વનાથ ભગવાનને કમઠ તાપસ મળ્યો, શ્રી પાર્શ્વનાથજીને કમઠનો સંજોગ થયો તે કયા રૂપે? કહો કે શત્રુ રૂપે શત્રુતા ધારીને પણ શત્રુપણાથી શ્રી પાર્શ્વનાથજીનો થએલો સંયોગ તે કમઠને સમકિતમાં પરિણમ્યો તેણે ઉપસર્ગ કર્યો છે અને ઉપસર્ગ નિવારવા ધરણેન્દ્ર પણ તે વખતે આવ્યા છે, ઉપકાર ધ્યાનાર પ્રભુને દેખીને સમ્યક્ત્વ પામ્યો છે કહો કે એક મહાપુરૂષના

સંસર્ગથીજ ઘણા સાર્થવાહે સાથ કાઢ્યો છે અને જણાવ્યું કે જેને ક્ષિતિ પ્રતિષ્ઠિત નગરથી વસંતપુર આવવું હોય તે ચાલો તેવી રીતે જાહેર ટેલ ફેરવી છે અને સાથે સાથે "અનાજ–વસ્ત્ર–વાહન જેને નહીં હોય તેને હું આપીશ" તેમ પણ જણાવ્યું છે, તે વખતે શ્રી ધર્મઘોષસૂરિ પણ જોડે છે આ તેઓશ્રીનો સંયોગ કેવળ મુસાફર તરીકેનોજ છે તે આચાર્ય તો મોક્ષના છે મોક્ષ માર્ગના યોગી' છે, અને કંઈક આત્માના ઉદ્ધારક છે સાધુઓનો સત્સંગ અલૌકિક છે ત્રણ જગતમાં જે ચીજ કોઈ કહેનાર નથી, તે ચીજ તે કહેનાર છે

ગુણાનુવાદ કલ્યાણપ્રદ છે

તમે તમારી જીંદગીમાં ઘરમાં હો કે બહાર હો ગમે ત્યાં હો પણ જે વાત પૂ. સાધુ મહાત્માઓ તમારા ઉદ્ધારની કહે તે વાત કોઈ જગોએ સાંભળવાની મળે છે? કહેવું પડશે કે ના. ધર્મની વાત કઈ જગોપર સાંભળવાની મળે? આખા વ્યવહારમાં તપાસી લ્યો તો ધર્મની વાત ઉત્પન્ન ક્યાં થાય છે? જેવી તમારી સ્થીતિને અંગે તમે જોઈ શકો છો કે બીજી જગોએ તો કેવળ કર્મ બંધનનીજ વાતો છે આત્માને સુધારવાની વાત કઈ જગોપર છે? કહો કે આવા મહાપુરૂષો પાસેજ તે વાત મળી શકે છે તે સિવાય આત્માને વાસ્તિક રસ્તો કોઈ બતાવતું નથી તે મહાપુરૂષો પોતાના સહવાસમાં આવેલાને તારવાનીજ બુદ્ધિવાળા હોય છે શ્રી મહાવીરમહારાજે પોતાના સહવાસમાં આવેલા અને ઉપસર્ગ કરનારા એવા પણ જીવોને જેવા કે ચંડકૌશિક સર્પ તેને આઠમો દેવલોક આપ્યો ગોશાળો તે પણ દુષ્ટ હતો છતાં તેઓશ્રીના સહવાસથી અંતે સમજ્યો ને સદ્‌ગતિનો ભાગી થયો સંગમ જેવો મહા ઘોર ઉપસર્ગ કરી જાય છે, ત્યારે તે જીવ પ્રત્યેની કરૂણાને લીધે ભગવાનની આંખમાં આંસુ આવે છે અરેરે આ બિચારો જીવ મહા સમાગમમાં આવ્યો, છતાં આમ કરીને તે કર્મનો ભાગીદાર બન્યો તે પામ્યો નહિ, છતાં તેના ઉપર ભગવાનની ક્ષમા કોઈ અલૌકિક હતી કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય

સૂરીશ્વરજી મહારાજે પણ તેને અંગે જણાવ્યું છે કે—

कृतापराधेऽपि जने कृपामंथरतारया ।
ईषद्बाष्पार्द्रयो भद्रं श्रीवीरजिननेत्रयो ॥१॥

કર્યો છે અપરાધ જેણે એવા જીવો ઉપર (સંગમ આદિના ઉપર) કૃપાન્દયા વડે કરીને નમેલી છે આંખની કીકીઓ જેની ને જરા આંખથી ભીંજાએલી પ્રભુ શ્રી વીરની ચક્ષુઓનું કલ્યાણ થાઓ. આ પ્રમાણે અપરાધીના જીવનું પણ કેમ ભલું થાય તેજ ધારણા રાખી કે પોતાના સહવાસમાં આવેલો કેમ તરી જાય એવી મહાપુરુષોની નીતિ ઉત્કટ હોય છે. તેવા મહાપુરુષોનો સંગ તે પણ પોતાના આત્માનું કલ્યાણ કરનાર થાય છે. તેઓના સંગમથી આત્માને સુધારવાની વાત પ્રાપ્ત થાય છે. તેઓના જેવું વર્તન કે તેમના ગુણોની પ્રાપ્તિ થવી તે વાતને દૂર મૂકો પણ તેવા મહાપુરુષના ગુણોની વાતો કરવાથી પણ આત્માનું કલ્યાણજ થાય છે તે નિર્વિવાદ છે.

### એકાંત હિતકર રીતિ

આપણે આ તો તેવા મહાપુરુષોની વાતો કરવાની ટેવ પણ નથી. તમે તમારું જીવન તપાસ્યું છે?, કે આપણું જીવન કઈ દિશાએ ચાલ્યું જાય છે. આ જીવન તે તપાસવા પણ તૈયાર નથી. આ જીંદગીમાં જેટલું આયુષ્ય બાંધીને લાવ્યા હોય તેનો કેટલો ભાગ શેમાં જાય છે તે કોઈ પણ તપાસ્યું છે?, મોંઘા મૂલ્ય રૂપ આ જીવનની કિંમત કોઈ દિવસ આંકી છે? કહો કે નહિજ. આંખો મીંચીને એમને એમ ખરચી કરી નાખીએ છીએ. લાડી-વાડી ને ગાડીના મોજ શોખમાં ગુલતાન રહીએ છીએ, પણ મહાપુરુષોના ચરિત્રો કોઈ દિવસ વાંચ્યા છે? સાંભળ્યા છે? કે તપાસ્યા છે? તે મહાપુરુષોના ચરિત્રો મનમાં ઉતાર્યા છે? તો એકાંતે બેસી કોઈ દિવસ વિચાર કર્યો છે? તે આત્માઓની સાથે તારા આત્માની કોઈ દિવસ તેં સરખામણી કરી છે? તેના જવાબમાં તારી પાસે કાંઈ પણ નથી તો વિચાર કરીને સમજ્યા ત્યારથી સવાર એમ માનીને હજુ પણ તેઓના જીવન ચરિત્રો વાંચો, વિચાર કરો, મનન કરો અને આત્મામાં ઉતારો. "આત્માની સાથે તે જીવન ચરિત્રોને તું સરખાવ કે જેથી તારા આત્માનું જરૂર કલ્યાણ થશે." આ એકાંત હિતકર-રીતિ કોઈ જેવા તેવાએ બતાવી નથી પણ જગતના જીવોનું એકાંતે હિતજ કરનાર તેના ઉપર ઉપકાર કરવાનીજ જેની બુદ્ધિ એવા મહાપુરુષોએ આપણા આત્માના ઉદ્ધાર માટે આ રસ્તો બતાવ્યો છે અને શ્રી હેમચંદ્રાચાર્યસૂરીશ્વરજીએ પણ તેનું અનુકરણ કરીને આપણને તે કરવાની ભલામણ કરી છે. તેનો અંગીકાર કરવામાં જેટલું આળસ આપણે કરીએ તે કેવળ આપણા કર્મ ભારેપણાનીજ નિશાની છે.

### શ્રુત સામાયિક શું ચીજ?

આ જીવન આપણી જીંદગીનો કેટલો ભાગ ક્યાં જાય છે તે તપાસવા કે વિચારવા પણ હજુ તૈયાર થયા નથી. તત્ત્વ સંબંધી, આશ્રવના ત્યાગ સંબંધી, સંવરના આદર સંબંધી અને મોક્ષના સુખ સંબંધી કોઈ જગોએના શબ્દો પણ કાને પડે છે? જ્યાં જુઓ ત્યાં સંસારની વાત. એ બીજા મળ્યા કે ભાઈ આજે શું ભાવ રહ્યા?, બજારના શું તાર રહ્યા?, આજ શું નવીન? ફલાણાનું ઉઠમણું આજે અને ફલાણાનું આવું આવો આવો આવો તેવો તે રૂપ સંસાર કથનો જ્યાં જુઓ ત્યાં માલમ પડે છે. કોઈ વખત તત્ત્વની વાત, ધર્મની વાત સાંભળવામાં આવે છે ખરી? કહો કે નહિ તો આપણી દશા શી છે તેનો જરા ધ્યાન કરો. શાસ્ત્રકાર તો કહે છે કે—

"सामाइय-पोसहंमिय जो कालो गच्छइ जीवस्स ।
सो सुफल फलं देइ सेसो संसार फल हेउ ॥ १ ॥"

સામાયિક પૌષધ ઈત્યાદિમાં જીવનો જે કાળ જાય છે તે મોક્ષ ફળને દેવાવાળો છે, અને બાકીનો કાળ તે સંસારના ફળને દેનાર છે એટલે સંસાર વધારનાર જાણવો. ગુરુ મહારાજ પાસે આવીને આ કરણીઓ એટલે સામાયિક-પૌષધ આદિ કરવાના કહ્યા છે, અને તેનાથી વિશેષ લાભ થાય છે. કારણ કે ગાઉ દૂર ગુરુ

## દેશનાના દિવ્ય-અવતરણો

૧ શ્રેણી ને ફરીયાણ કહેનાર શાલિભદ્રની સાહ્યબીઓ સાથે તમારી સાહ્યબીઓની સરખામણી કરીને ગર્વને ગાળતા શીખો

૨. "શ્રેણીક ફરીયાણ નથી, પણ ગામના ધણી આપણા નાથ છે" આ નાબાળીને અનુકૂળ સાધન સામગ્રી સંયોગ સંપત્તિઓને લાત મારનાર શાલીભદ્રના સુવર્ણરેખાસમ જીવન પ્રસંગનું નીરીક્ષણ કરો

૩ "મારે માથે નાથ છે" આ શબ્દો શાલીભદ્રના જીવનને ત્યાગ માર્ગે દોરનાર થયા છે

૪ શ્રેણીકના ખોળામાં બેસનાર શાલીભદ્રના શરીરે પસીનો છુટે છે આ તેની સુકુમાલતાનું પ્રતિક છે

૫ અજાણના પણ મહાપુરૂષોની કરેલી સ્તવના ફળદાયક નીવડે છે

૬ "કહેવું સહેલ છે પણ કરવું કઠણ છે" એ નમ્રતાના ગાથા કરી બતાવનાર ધન્નાજી હતા

૭ મહાપુરૂષોના કીર્તનથી પોતાના જીવનને ઉજ્જવલ બનાવનાર શાલીભદ્રની જેમ ધન્નાજીના જીવનનું નિરીક્ષણ કરો

૮ શાલીભદ્રના અને ધન્નાજીના પ્રસંગોને શ્રવણ કરનારાઓ પણ તે ભવ મહાત્માના સામાચારી-ગણધરની રચના સાંભળીને દીપી ઉઠે છે

૯ જીવનને અતીવ ઉન્નત બનાવનાર મહાપુરૂષોની પ્રશંસા છે

૧૦ સમ્યક્ત્વને નહિ પામેલા જીવો મહાપુરૂષોની પ્રશંસા કરવાથી માર્ગાભિમુખ બનીને જીવન કૃતાર્થ કરે છે, અને તે માટે શાલીભદ્રજી ધન્નાજી અને સુબાહુકુમારના દૃષ્ટાંત સાક્ષી પૂરે છે

૧૧ મહાપુરૂષોના સંયોગ એ દમનાને બચાવનાર છે.

૧૨ મિથ્યા દ્રષ્ટિ હોય, દુર્ભવ્ય હોય, અને અભવ્ય હોય તો પણ તેઓ સાધુ વેષમાં જડેલા હોય અને સાધુ તરીકે માનીને આરાધના કરનારાઓ પણ સંસાર સમુદ્રનો પાર પામી ગયા છે

૧૩ જેમાં સંયમાદિ અનુષ્ઠાનો નથી છતાં સંયમની ધારણા કરવા માત્રથી પણ ભવપાર પામી શક્યા છે

૧૪ વસ્તુતઃ સંયમની ધારણા એજ પાર ઉતારનારી છે

૧૫ સમકિત, સંયમ અને મોક્ષનું સ્વરૂપ નહિ સમજનારાઓ પણ મહાપુરૂષોના સંયોગથી સન્માર્ગગામી બન્યા છે

૧૬ વિરૂદ્ધ ઈન્દ્રિયાથી આવેલા દમકને મહાપુરૂષનો સંસર્ગ લાભદાયી બન્યો.

૧૭ મુનિઓને ચંદનવૃક્ષની ઉપમા અપાય છે, છતાં મુનિઓ મુનિજીવન જીવીને ચંદન વૃક્ષની ઉપમાને યથાર્થપણે સાર્થક કરી બતાવતા નથી

૧૮ એકેન્દ્રિય વૃક્ષો પણ બળતા ઝળતા સુમનને શાંતિ આપી શકે છે તો પછી પંચેન્દ્રિયપણું પામેલા અને માનવ જીવનની ઉચ્ચ કક્ષાએ પહોંચેલા મહાત્માઓ અપૂર્વ શાંતિ આપી શકે તેમાં નવાઈ નથી તેથી કલિકાલ સર્વજ્ઞ કહે છે કે-"મહાત્માઓનો સમાગમજ લાભદાયી છે"

૧૯ "ઉગ આવેલા મેમાનોને મને કે કમને સાચવવા પડે છે, તો પછી ઉદય આવેલા કર્મોને ભોગવવામાં નિર્માલ્ય કેમ બને છે?" આ રીતિએ આત્માને હિત શિક્ષા આપો

૨૦ જીવના ચામડી ઉતરાવે છે અને સમતા રસમાં જીવનને તરબોળ બનાવે છે એ ખંધક મુનિના પ્રસંગને ખુબ પ્રેમપૂર્વક નિહાળો

લાભ થી છે તે નક્કી થયું શ્રી પાર્શ્વનાથજી ભગવાનનો સંસર્ગ કમઠ સરખા વિરોધીને થયો ત્યાં પણ સમ્યકત્વ ગુણની પ્રાપ્તિ થઈ અવગુણવાળા ગુણીને જાણી શકતો નથી પડેલા ગુણી કે પહેલા ગુણ આ એનો ટકો સત્પુરુષના સંગે કાઢી નાખ્યો સામાન્ય પુરુષ તરીકે કે વિદ્વત્ પુરુષ તરીકે સત્પુરુષનો સમાગમ થયો હોય તો પણ મહાપુરુષનો સંગ ગુણને લાવે છે આજ વાતને શ્રી હેમચંદ્રાચાર્યસૂરીશ્વર ધ્વનિત કરે છે ચાહે ગુણ જાણો કે ન જાણો તે તમને અનુકૂળ હોય કે પ્રતિકૂળ હોય તો પણ મહાત્માઓના ગુણકીર્તન તે કલ્યાણ કરનાર છે દેશના તેનાના સંસર્ગમાં આવો અથવા એવા કોઈ દુનીયાદારીના આવેશને એવા બીજાના સંસર્ગમાં આવી જાઓ. હજામત કરવા, ઝાડુ મારવા સુથારી કામ કરવા અને લુહારી કામ કરવા જતા તે બધાના સંસર્ગમાં કોઈ પણ આવી જાય તો ચગતળ મોરો છે એમ જગતમાં કહેવાઓ છો યાવત્ તેના જેવી હલકી કીમત પ્રાપ્ત થાય, પણ શાસનમાં ય આ મહાપુરુષોનો સંસર્ગ થઈ જાય તો આત્માનું કલ્યાણ કરનારજ થાય છે દુર્જનથી દુર રહેવાનું કહ્યું તે એટલાજ માટે કે તેની સાથે વેપાર કરવો કે લેવ દેવડ કરવી તેથી ડાઘ લાગવાનો છે એટલાજ કારણસર જ્ઞાતિની પણ વ્યવસ્થાઓ દુનીયામાં કરવામાં આવી છે કેર કર્મીઓ જ્ઞાતિમાં હોય તો આખી જ્ઞાતિને બગાડે છે જગતમાં જે જ્ઞાતિઓનું બંધારણ છે તે શા માટે ?, કહો કે આવાઓથી બચવા માટે એટલે એવા દુર્જનોનો સંસર્ગ કોઈપણ પ્રકારે થવો ન જોઈએ શું કઈ જ્ઞાતિનો છે એમ પુછવાથી સામો મનુષ્ય અનુમાન બાંધે છે તમારે તેનું બંધારણ ન હોય તો તમારા બંધારણને અંગે આ જ્ઞાતિ બીજાના દુઃખો જોવાવાળી છે કે નહિ એ તપાસાય છે બીજાના દુઃખો જોવાથી જે જ્ઞાતિની છતી ફાટી જાય છે, તેની જ્ઞાતિમાં જો સડેલા ધૂસ તે ન ચાવે અને જાતિ વિનાતક જાનવર ચરી જાય તો ચરે તેવું થાય કોઠારમાં સડેલું ધાન પેસી જાય તો આખો કોઠાર બગડી જાય અને કોઠારમાં જાનાવર પેસે તો પાલવે પણ સડેલું ધાન કોઠારમાં પેસે તે ન પાલવે તેવીજ રીતે જ્ઞાતિમાં એકાદ કોઈ તે ચાલે પણ સડેલા દુર્જન જેવા હોય તે ન પાલવે તેથી તો આખી જ્ઞાતિ બગડે છે, જ્ઞાતિના બંધારણ માથે છીંકી ફેરવનાર થાય છે આ તો જ્ઞાતિનો વેલો બગાડનાર દુર્જનો છે દુનીયામાં દયાળુ તરીકે જ્ઞાતિની છાપ પડી હોય, અને દયા ઉપર છીણી મેલાય તો ? કેમકે મૂળ ધર્મનું મૂળ દયા છે તેના ઉપર છીણી મૂકાય તો દયા ધર્મ રહે ? નહિ ધર્મ ન રહેવાથી કાંઈ પણ રહે નહિ ધર્મને અંગે સઘળી વસ્તુઓ રહેલી છે "દુનિયામાં જેટલા સુખી છે તે બધાઓએ આ ભવમાં નહિ તો પર ભવમાં જરૂર ધર્મ કરેલો છે' એ સત્ય અનુમાન કરી શકાય છે તે સિવાય ઋદ્ધિ સીદ્ધિ મળવી દામ દામ કે કામ મળવા તે બહુ મુશ્કેલ છે આ વાત સર્વ કોઈ માની શકે તેવી છે

## વાસ્તવિક ગુણની પ્રાપ્તિ પછી ગુણ શ્રેણીઓની પ્રાપ્તિ

હવે મૂળ વાતમાં આવો કે બીજાના આત્મામાં બોધિ યાને સમકિત વવાવાનું કારણ પણ સજ્જનતાજ છે સત્પુરુષનો સમાગમજ છે દુર્જનતાનો ત્યાગજ છે તમારું સુંદરપણું અને તમારા સુંદરપણાની પ્રશંસા તે બીજાને બોધિબીજનું કારણ છે તમો ગુણી હશો તો બીજાઓ તે જોઈને તેનામાં તે ગુણો લાવતા શીખશે તમો ગુણી નહી હો, તમારી સુંદર ગુણથી રહિત હશે તો બીજામાં તે ગુણો લાવી શકશે નહિ તો જ્ઞાતિના બંધારણો પણ દુષ્ટ પુરુષના સંસર્ગને વારવા માટે છે અજાણતા પણ થએલો 'સંસર્ગ દોષ ઉત્પન્ન કરનારે છે જેમ દુષ્ટ પુરુષનો સંસર્ગ કોઈપણ પ્રસંગે-થએલો હોય તો તે સામાનીને દુષ્ટ બનાવનાર છે તેને માટે વ્યાવહારિકમાં પણ કહેવાય છે કે 'સોબત તેવી અસર' દુષ્ટના સંસર્ગથી દુષ્ટપણું આવે છે, અને સજ્જનના અથવા ગુણી-મહાપુરુષના સંસર્ગથી સજ્જનપણું કે ગુણીપણું ને મહાપુરુષપણું પ્રાપ્ત થાય છે આત્માને સજ્જન સદ્ગુણી બનાવનાર જો કોઈ હોય તો મહાપુરુષનો સંસર્ગજ છે આ ઉપરથી એક વાત એ નક્કી થઈ કે ગુણવાન થયા પછી ગુણની શ્રેણિ લેવી મુશ્કેલ

પોતાને ત્યા બોલાવેલા છે તેઓએ પ્રથમ તો મોઢું મચકોડ્યુ પણ વેપારી હોવાથી ત્યા ગયા માલ મગાવ્યો ડોસીએ કિંમત પૂછી સવા લાખની કિંમત એક રત્નકંબલની તેઓએ કીધી ડોસીએ કહ્યુ તે તો ઠીક પણ મારે છોકરાને બત્રીસ વહુઓ છે માટે બત્રીસ જોઇએ તમારી પાસ કેટલી છે ? તે સાભળી વેપારીઓ વિમાસણમા પડી ગયા ! અને કહ્યુ માજી ! સોળ નંગ અમારી પાસ છે ડોસીએ બધી વહુઓને અડધી અડધી રત્નકંબલ આપવાનો વિચાર કરી સોળે ખરીદી લીધી, અને તેના રૂપીઆ વીસ લાખ આપી દીધા

## શ્રેણીકને કરીયાણુ કહેનાર શાલિભદ્ર

વેપારીઓ તો ખુશ ખુશ થઈ ગયા, અને વિચારવા લાગ્યા કે રાજગૃહી નગરીની જે પ્રખ્યાતિ આપણે સાભળી હતી તે બરોબર છે આ વાત શ્રેણિક રાજાની રાણી ચેલણાને ખબર પડી, ત્યારે તે રાણી એક વખત રીસાઇને બેઠી છે કે મારે માટે એક રત્નકંબલ પણ તમે ન લીધી ? રાજા શ્રેણિકે આ વાત જાણીને ભદ્રા શેઠાણીને કહેવડાવ્યુ છે કે તમોએ લીધેલ એક રત્નકંબલ રાણીને જોઇએ છીએ તો તે કૃપા કરી આપો અને તેના જે દામ થશે તે તમોને આપી દેવામા આવશે તે અનુસારે રાજાએ મોકલેલ માણસ કહેવા આવ્યો છે પરંતુ અહીં શુ હકીકત બની છે કે વળતે દિવસ સવારના શાલિભદ્રની બત્રીસ સ્ત્રીઓને તે ૧૬ રત્નકંબલના એકના બે ભાગ કરીને બત્રીસોને એક એક રત્નકંબલનો ટુકડો આપવામા આવ્યો છે ? શાલિભદ્રની સ્ત્રીઓએ સનાનના નાહીં અંગ લુછીને આવી ખરબચડી રત્નકંબલ કોણ પહેરે એમ મોઢુ મરડીને તેને ખાળમા નાખી દીધી છે આ વાતની શ્રેણિકરાજાને ખબર કહેવરાવી ત્યારે શ્રેણિકરાજા મનમા આશ્ચર્ય પામ્યો કે અહો શુ મારા નગરમા આવા પણ ધનાઢ્યો વસે છે ! ખરેજ મારે તેને જોવા જોઇએ તે અનુસાર ગોભદ્ર શેઠને ત્યા કહેણ કહેવડાવ્યુ કે શ્રેણિકરાજા તમારે ત્યા તમારા પુત્રને મળવા આવવાના છે ભદ્રા શેઠાણીએ સઘળી સામગ્રી તૈયાર કરી શ્રેણિકરાજા આવ્યા શાલિભદ્ર તો સાતમે માળે બેઠા છે સુખ ભોગવે છે કોઈ દિવસ ટાઢ તડકો કાંઈ પણ દુઃખ જોયુ નથી ત્યા જઈ ભદ્રા માતા શાલિભદ્રજીને જણાવે છે કે—પુત્ર ! શ્રેણિક આવ્યા છે પુત્ર કહે છે કે—માતાજી તેમા મને શુ પુછો છો !!! વખારમા નાખો ! તે વખતે ભદ્રા માતા કહે છે કે પુત્ર ! શ્રેણિક એ કાંઈ કરીયાણુ નથી એ તો આપણા ગામનો ધણી, આપણો નાથ, આપણે આશરે આપણે છે તે સાભળી શાલિભદ્રજીનુ દીલ ચોકી ઉઠે છે શુ માતાજી ? હજી મારે માથે પણ નાથ છે !!! ખરેજ મારી એટલી પુણ્યાઇ કાચી ! પછી શ્રેણિકરાજા પાસે તેને તેની માતા લાવે છે શ્રેણિક રાજા ખોળામા બેસાડી આશીર્વાદ આપે છે બહુ સુકુમાલ કાયાવાળા હતા તેથી ખોળામાં જરાવાર બેઠા ત્યા તો પગનો ઘુંટી ગયો માતાએ કીધુ રાજન ! તેને જવા દો તેણે કોઈ દિવસ ટાઢ તાપ વેઠ્યો નથી ત્યારબાદ શાલિભદ્રજી પોતાને સાતમે માળે જાય છે શ્રેણિકરાજા પણ પોતાને ધન્ય માનતો કે અહોહો !!! આવા ધનાઢ્યોના વાસથી અને પુન્યશાળીઓના રહેઠાણથીજ મારી તથા આ નગરીની શોભા છે, તેથી હર્ષ પામ્યો અહીં શાલિભદ્રજીને પેની ચોટ લાગી છે કે અરે હજુ મારે માથે પણ ધણી છે માટે હવે તો એવુ પુન્ય કરૂ કે મારે માથે કોઇ ધણી ન રહે એમ હૃદયમા તુરત વૈરાગ્ય આવે છે સઘળી સાહ્યબી, બત્રીસ સ્ત્રીઓ, સુંદર વૈભવો, અઢળક ધન બધુ ભરપુર છે ખામી નથી આ બધાને ઠોકર મારે છે, સઘળુ છોડી મહાવીર સ્વામી ભગવાન પાસે વૈભારગિરિ પર દીક્ષા અંગીકાર કરે છે એક માસ ખમણની સંલેખના કરી અંતે આયુષ્ય પૂર્ણ થયે દેવલોકમા જાય છે આ શાલિભદ્રજીના વૃત્તાંતથી એ માલુમ પડશે કે તેવુ મહાપુરૂષના ગુણોનુ કીર્તન કર્યું

પાછો આરંભ સમારંભમાં પ્રવર્તવાનો છે તે તમારે કીંમતી છે અને સાધુ જાવજ્જીવ સુધી સાવદ્યનો ત્યાગ કરે જીવું ત્યાં સુધી આરંભ સમારંભમાં પ્રવર્તું નહિ તે રૂપ સર્વવિરતિ સામાયક સાધુ ઉચરે તે તમારે કીંમત નહિ ?

પહેલું મહાત્માનું કીર્તન કરો પછી સામાયક કરો તેમ તમે કહો છો ? શ્રાવકના સામાયક માં પહેલું નોકાર કહેવામાં આવે તો અંતરાય ન થાય તેમ ગણો છો, આમ દેશ ત્યાગમાં ભગવાનના નામે મહાત્માના કીર્તનનો અંતરાય ગણાતો નથી સર્વ સાવદ્ય ત્યાગમાં તેનો અંતરાય કેમ ન ગણો ? તે પ્રમાણેની વાદીની શંકાનો ઉત્તર આપતા શાસ્ત્રકાર જણાવે છે કે શાસ્ત્રની રીતિ પ્રમાણે સર્વ સાવદ્યના ત્યાગ કરતાં મહાત્માનું કીર્તન પહેલા જરૂરી છે, સર્વ સાવદ્ય એટલે પાપવાળા સર્વ વ્યાપારનો ત્યાગ કરતાં મહાત્માનું કીર્તન અંતરાય રૂપ નહીં ગણી મહાત્માનું કીર્તન જરૂરી ગણ્યું છે

આ બાબતમાં સાક્ષી આપે છે—કારણ કે સાક્ષી વિનાનું કામ ચોક્કસ ગણાતું નથી, દુનીયાદારીમાં પણ કોર્ટ સાક્ષી જુએ છે સાક્ષી જો પ્રમાણીક હોય, ચોક્કસ હોય, તો તે વાત કોર્ટ પણ કબુલ રાખે છે કોઇને રૂપીયા ધીર્યા હોય પણ સાક્ષી ન રાખ્યો હોય તો તેનો કેમ કદાચ ઉડી પણ જાય જો સાક્ષી મજબુત તથા પ્રમાણિક હોય તો તે રૂપીઆ ગોળ થતા નથી, એમ કોઈ પણ બાબતની માન્યતામાં સાક્ષીની જરૂર છે, તેના ઉપર તેની માન્યતાનો આધાર પણ રહેલો છે અહીં ઉપરની જે વાત કહેવામાં આવી તેને માટે ગ્રંથકાર સાક્ષી પણ આપે છે તે સાક્ષી પણ કેવાની આપે છે ? જેવા તેવા માણસની નહિ પણ જે વિદ્વાન છે, અનુભવી છે, જેના વચન ઉપર મોટા મોટા પંડિતોને પણ વિશ્વાસ છે, જેની કૃતિ એ સર્વમાન્ય છે, એવા મહાપુરૂષની સાક્ષી પણ આપે છે

## વાદિવેતાલની મહત્તા

તે આચાર્ય જણાવે છે કે ઉત્તરાધ્યયન સૂત્રની ટીકા વાદિવેતાલ શાંતિસૂરિજી મહારાજે કરી છે, જેમ માણસ પાંચ અંગથી શોભે છે બે હાથ, બે પગ, ને મસ્તક એ પાંચ અંગથી માણસ શોભે છે તેમ સિદ્ધાંત રૂપી પુરૂષને પણ પાંચ અંગ કહ્યા છે તેનાથી તે દીપે છે, મૂળસૂત્ર ટીકા ચૂર્ણી નિયુક્તિ અને ભાષ્ય આ સિદ્ધાંત રૂપી પુરૂષના પાંચ અંગ છે, ઉત્તરાધ્યયન મૂળસૂત્ર છે તેના ઉપર વાદિવેતાલ શાંતિસૂરિજીએ ટીકા કરી છે ટીકા એટલે બોલી એવો અર્થ અહીં લેવાતો નથી અહીં શાસ્ત્રની ટીકા એટલે શાસ્ત્રના મૂળસૂત્રો કેમ સહેલાઇથી સમજાય તે માટે તેને વિશેષ કરી સમજાવવા જે ગોઠવવું તેનું નામ ટીકા, તે ટીકા કોણ કરી શકે ? મૂળ કર્તાનો મુખ્ય આશય જે સમજી શકે હોય તે જ તે શાસ્ત્રની ટીકા રચી શકે છે ઉત્તરાધ્યયનની ટીકા કરનાર વાદિવેતાલસૂરિજી થઈ ગયા તે સાધારણ પુરુષ ન હતા વાદીઓના સમૂહમાં જે સૂર્ય સમાન હતા એક વાદીઓને જીતનાર હતા તેઓની તે ટીકાને આધારે દિગંબરોને જીત્યા છે, વાદિદેવસૂરિ આ ટીકાના આધારે દિગંબરો ઉપર જય મેળવનાર થયા હતા તેની ટીકાના કરનાર શાંતિસૂરિજી વાદિવેતાલ બિરૂદ ધારક થઇ ગયા છે વાદિદેવસૂરિએ હેમચંદ્રાચાર્યના વિદ્યા ગુરૂ હતા તેમણે આ ટીકાના આધારે દીગંબરો ઉપર જય મેળવ્યો છે

વિદ્યા ગુરૂનું માન સાચવવા માટે શાસ્ત્રમાં ઘણું ઘણું કહ્યું છે, તેમને ઓળવનાર જ્ઞાની આશાતનાનો ભાગી બને છે એટલુંજ નહિ પણ ગુરૂદ્રોહી કહેવાય છે, તે માટે શાસ્ત્રકારે કહ્યું છે કે—

> एकाक्षर प्रदातार यो गुरु नैव मन्यते ।
> श्वानयोनि शत गत्वा चाण्डालेष्वपि जायते ॥

એક અક્ષર દેનારને પણ જે ગુરૂ માનતો નથી તે સેંકડો વખત શ્વાનની યોનિમાં ઉપજીને—જન્મીને ચાંડાલના કુળમાં પણ ઉત્પન્ન થાય છે વળી બીજે સ્થળે પણ કહ્યું છે કે 'જેટલો અક્ષર શ્રુતના ભણાવે તેટલા વર્ષ હજારો ક્રોડ સ્વર્ગના સુખ અનંતા વિનાશે પામે ભવનો પારોજી ? જેટલા શાસ્ત્રના અક્ષર ભણાવે તેટલા હજાર વર્ષ દેવ લોકના સુખને તે પુરૂષ પામે છે, અને અંતે ભવનો પાર પણ પામે છે

## જ્ઞાનદાતાની ભક્તિ જરૂરની છે

જ્ઞાન દાન એ સર્વ દાનમા ઉત્તમ છે, જુ ાજ પ્રમાણનુ ઠ, બીજા દાનો આપવાથી પુરે છે, જ્યારે નાન દાન આપવાથી ઉન્ન ત્રદ્ધિમત થાય છ, યશો-વિજયજી ઉપાધ્યાયએ પણ નાન ભણાવનાર એક પંડિતની ખરેખરી કદર કરી હતી, તેમને કાશીમા ભણાવનાર બ્રાહ્મણ પંડિત વાગ્ભટ અમુક માટે ગિદ્ધ થઈ ગયા, પછી તેઓ વિચાર કર્યો કે હવે શુ મળશુ? વિચાર કરતાં એનો મારામ ૫ ના ૨ જૈનોના ૩રૂ યશોવિજયજી ઉપાધ્યાય છારી પાસ થોડુ ઘણ પણ ભણ્યા છે માટે તેની પાસે જાઉ, એમ ની ઉ યશો વિજયજીની પાસે આવે છે ત્યા તેમણે હનીમન કહ્યાથી ઉ યશોવિજયજી મહારાજે ત્યા ને ત્યા નાન નાનના મહાત્મ્યનો ઉપદેશ દેતા લોકો ઉપર અસર થઇ ને ખરડો કરાવી આપ્યો, તો રૂપીઆ સાઠ હજારની રકમ થઈ ગઇ મતલબ એ કહેવાની કે જ્ઞાન દાતાની ભક્તિ જરૂરી છે પૂર્વે પુરૂષો વિદ્યા ગુરૂઓનો વિનય સાચવતા, બહુમાન કરતા, આદર સત્કાર કરતા હતા, તેમ આપણે પણ તેનુ અનુકરણ કરી વિદ્યા ગુરૂનો વિનય ન ભૂલવો જોઇએ। પ્રસંગોપાત આટલુ બસ છ

હવે મૂળપર આવીએ–ઉત્તરાધ્યયન ટીકાકાર વાદી વેતાલસૂરિ લખે છે કે–સામાયક લેવાવાળાએ પ્રથમ તીર્થંકરની સ્તુતિ કરવી જેમ અત્યારે પણ સામાયકની વિધિમા જુઓ તો માલમ પડશે કે–સામાયક લેતા ઉચ્ચરતા પહેલા લોગસ્સ બોલવામા આવે છ લોગસ્સ તે શુ છ? ચોવીસ તીર્થંકરની સ્તુતિ રૂપ છે આનુ તત્વ કયા છે? સર્વ વિરતિની કિંમત ઘણી છે તેમ નથી પણ મહાત્માના ગુણ કીર્તનની કિંમત અદ્વિતીય છ એમ જણાયુ છ મહાત્માનુ કીર્તન સે કલ્યાણ અને મોક્ષનુ સ્થાન છે, તેથી કઈ જીવોના કલ્યાણ થઈ ગયા છે

રાવણ જેવો ગર્વી અષ્ટાપદ પર્વત ઉપર જઈ ચોવીસે તીર્થંકરોની સ્તુતિ કરે છે, મંદોદરી નાચ કરે છ વીણ વગાડતા તાત તુટી જાય છે તેવે રાજા રાવણ પોતાના હાથની નસ કાઢી ત્યા તા સા, સ્વર મઢિ ગોઠવી ? છ પણ ગવાયુ તા, સ્તુતિનુ તાન તોડ્યો નથી ત્યા તેને તીર્થંકર ગોત્ર બાધ્યુ છે તેમજ બીજા કઇ જીવો ભાવનામા ચડવાથી મોક્ષ પણ પામ્યા છે

હવે અહીં હેમચંદ્રાચાર્યને મગજે તપાસો એક બાજુ વિદ્યા ગુરૂ ગણ ગુરૂ છે, સમર્થ વિદ્વાન છ, ગજન મથને કરવાની શક્તિવાળા છે છતા તે ઓછુ કરી પોતે ત્રીશષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર કરવા તૈયાર થયા છે નાથી? તેથી માટે કહે છે કે પોતાના માબાપ જે તેને હાડકા ચામડીની કોથળી કહો છો? માબાપ ને ચામડાની કોથળી કહો છો? કેમ કહેતા નથી? માનાનુ, કે બાપનુ શરીર છ તે ચામડાની કોથળી છે, કિંતનો હાડકાની બનેલી માંસની કોથળીજ છે ને? પણ તેમ કહેતો? કહો કે દુનીયામા તે મૂર્ખ શીરોમણી કહેવાય, કારણ કે વ્યવહારથી જે વસ્તુ જેમ શોભે તેમ કહેવુ જોઇએ, વ્યવહાર નયપણુ માનેલો છે, તને શાસ્ત્રકાર ઉડાવી દેતા નથી નાનો છો રોમે પણ વચ્ચે લાગી સર્વ–ચન બોલ ચલ થોડા એમ કહે તો તેની અપેક્ષાએ લાગી તે યોગ્ય છે આનુ નામ નય વ્યવહાર તેને પણ માનવામા આવેલો છે

માબાપનુ શરીર જો કે હાડ, ચર્મ મય છે, છતા તેઓ પૂજ્ય હોવાથી તેમ કહેવાનો દુનીયામાં વ્યવહાર નથી. તેમજ મહાત્માના ચરિત્રમા પણ રાજ રાણીનો અધિકાર આવે છ ભાઇ, બાપ, મા ચમ ડાની કોથળી! તો કેટલાકે ચામડાની કોથળી કહી? તેના મતલબની વાત ઓરજ છે ભીતનમા વિકથાઓ આવતી, છતા પણ તે વિકથા તરીકે નથી કારણ કે રાણીના વર્ણન તરીકે નથી, આ રાજા રાણીઓનુ જે વર્ણન તે મહાપુરૂષના કથનને અંગે છ, તેથી મહાત્માનુ કીર્તન સમજો!

### ધન્ય છે તે ભૂમિને

તેના ઉપર સમજુતી આપે છે કે—ગામમાં કે શહેરમાં સાધુ વિચરે તો ઉપકાર થાય છે, દેશમાં રહેનો પણ જ્યાં સાધુનો વિહાર નથી, સંચાર નથી, દર્શન નથી તેવા સ્થાનમાં રહ્યો છે, તો પણ મહાત્માઓ ઉપર પૂર્ણ ભાવવાળો ત્યાં હોય તો એવી ભાવના ભાવે કે તે ગામ કે નગરને ધન્ય છે કે જ્યાં પરમપવિત્ર પંચ મહાવ્રતધારી કંચન કામિનીના ત્યાગી શત્રુ મિત્રે સમભાવ રાખવાવાળા જગતને માટે ઉપકાર બુદ્ધિ રાખનાર, વંદક નિંદક ઉપર સમતા ધારી, મોક્ષનાજ અર્થી, શરીર ઉપર નિર્મમત્વ રાખનારા તપસ્વી આવા મુનિમહાત્માઓ વિચરી રહ્યા છે. આવું પણ આરંભ સમારંભવાળું ગામ કે નગર જે હોય તે મહાપુરુષના પગલાંને લીધે ધન્ય ગણે છે. આથી ફરીને જોવાશે તીર્થંકરોની કલ્યાણક ભૂમિઓ પણ પવિત્ર મનાએલી છે, ધન્ય ગણાય છે. આરંભ સમારંભવાળી નગર ભૂમિ કે ગામ તે પણ આવા એક મહાપુરુષના જન્મથી કે દીક્ષાથી પવિત્ર માનવામાં આવે છે. તે ભૂમિનો પ્રતાપ બીજી ભૂમિ કરતાં તે મહાપુરુષના નામથી વધી જાય છે. આજે પણ એવી તીર્થભૂમિઓ વિદ્યમાન છે કે—જ્યાં તીર્થંકરોના કલ્યાણકો થએલા છે. ગિરનાર જેવું તીર્થ છે તેની ભૂમિ પવિત્ર શા માટે મનાય? તો બાવીસમા નેમિનાથ ભગવાનના આ ભૂમિમાં ત્રણ કલ્યાણકો થયા છે. તેની દીક્ષા કલ્યાણક અને કેવલજ્ઞાન કલ્યાણક અને મોક્ષ કલ્યાણક. આ ત્રણે વાના જે ભૂમિમાં આ મહાપુરુષના થયા હોય છે તે ભૂમિ પણ મહાન છે.

તેવીજ રીતે શત્રુંજયની ભૂમિ કે જ્યાં અનંતા જીવો કાંકરે કાંકરે સિદ્ધિપદને પામ્યા છે તેથી તે ભૂમિની પવિત્રતા માનવામાં આવી છે. તેના મહિમા વિષે શાસ્ત્રમાં બહુ વર્ણન છે. અને તેને સરિતા વખાણતા નદી પણ એ ભૂમિના સ્પર્શથી તિર્યંચો પણ આત્મ કલ્યાણ કરી જાય છે. કુકડો મટી ચંદરાજા બન્યો તે પણ સૂરજકુંડના પવિત્ર નીરના સ્નાનથી. મહાત્મા પુરુષના પગના સ્પર્શથી, રહેઠાણથી, નામથી, આવાગમનથી તે ભૂમિ પવિત્ર ગણાય છે. જ્યાં આદીશ્વર ભગવાન પૂર્વ નવાણું વાર આવી સમોસર્યા. તેવી રીતે પૂર્વ દેશમાં અયોધ્યા, રાજગૃહી, ગુણશીલ ચૈત્ય વિગેરે અનેક ભૂમિઓ તીર્થંકરોના કલ્યાણકોથી પવિત્ર મનાએલી છે. ત્યાંનું વાતાવરણ આત્મા પર [illegible] એવા વિશુદ્ધ હોય છે કે આત્મા પોતાનું જરૂર કલ્યાણ કરી જાય છે. આથી મહાપુરુષના નિવાસ સ્થાનથી તેને ધન્ય ગણવામાં આવે છે.

આજે પણ ભોયણી પૂનમનો મહિમા શાથી વધ્યો? વિચાર કરો તો માલમ પડશે કે ત્યાં ઓગણી-સમા મલ્લીનાથજી તથા ચોવીસમા મહાવીર સ્વામીજી ત્યારથી પ્રગટ થયા ત્યારથી તેનો મહિમા વધ્યો છે. આ આજનો તાજો દાખલો આપણી પાસે મોજુદ છે.

### ભૂમિનો પ્રતાપ

જે ભૂમિમાં જેવું વાતાવરણ હોય છે તેવું વાતાવરણ જીવને પણ આવે છે. પાણીપતનું મેદાન કે જ્યાં કૌરવ પાંડવો લડી મુઆ હતા, ભયંકર યુદ્ધ થયું હતું ત્યાં આજે પણ સગા ભાઈઓ તે ભૂમિમાંથી જતા હોય તો લડી મરે છે એવી લોકોક્તિ છે. જેમ આ ભૂમિ સંગ્રામની હોવાથી ત્યાં આત્માને વૈર જાગ્રત થાય છે ને એક બીજા લડી મરે છે, તેમ તીર્થ ભૂમિઓ એ પવિત્ર હોવાથી, અનેક મહાત્માઓએ તેના આલંબનથી પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું હોવાથી તે પૂજનીક ગણાય છે અને બીજી ભૂમિ કરતાં તે ભૂમિમાં ગએલાઓના ભાવો વૃદ્ધિગત થાય છે એ આપણાથી અજાણ્યું નથી. માટે કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે—આરંભ સમારંભની ખાણ તરીકે, તથા પાપોની ખાણ તરીકે રહેલા—ગામ, નગર, પુર, પાટણ તે પણ ભાગ્યશાળી પુરુષના રહેઠાણથી ધન્ય ગણવામાં આવે છે.

આખી જીંદગીમાં એકવાર પણ દાન કર્યું નથી પણ એકજ વખત તીર્થંકરને દાન કરે તો જન્મ કૃતાર્થ થયો. તેને સફળ જન્મ કહો છો. આખા જન્મમાં જે કાંઈ અધમ આચરણ કર્યું, પાપ કર્યું તે આ મહાદાનથી ધોવાઈ ગયું એમ માનો છો. મહાપુરુષના દાનથી આખા જન્મના વિરોધો, પાપો, ગણતરીમાં ન

લેવાયા ચરિતમાનાએ અરિહંતના માફક વડોરા યા ને કેવળજ્ઞાન મેળવ્યુ ઇરણુ એક તેની ભાવનાએ ચના કેવળજ્ઞાન પામ્યા અનુમોદનાને અંગે જેવો દયા છે તેવું છે તેઓ ધ્યાનમાં રાખજો એક મહાપુરુષના એક દિવસના હેવાળથી આખા ગામનુ પાપ હીમા ખમા નથી

પરમ પવિત્ર સર્વ વિરતિવાળા ભગવાનને તેન દેનાર તેવા તેવો નિયમ નથી અભયના ગવાળો દાન ? તેમા નાથ જન્મ સપુન્ય જન્મ માન તેમા આરંભ બધુ કરી લો છો ઉત્તમ કાયાનો કરનાર, ઉનકા કાર્ય તરફ નજર રે તો તે નીચ છે મહાપુરુષને એ દિવસ સ્થાન આપ્યુ તેમા ધનબાબ્ય કહેવાય છે, અહીં જે નગર કે મહા પુરુષનુ વર્ણન કહેવાય તે વિકથા ન કહેવાય, આ ચરિત્રો વિકથાના ભરેલા હોય તો પણ મહાપુરુષના તેમા વર્ણન આવે છે તેવા મોક્ષના કારણભૂત છે તે માનવામા કશી અડચણ નથી લોકોત્તર કરણી જોઇએ, તેની વાતમા વ્યક્તિની કરણી પણ પ્રશંસા પાત્ર છે વ્યક્તિ પ્રશંસા પણ લોકોત્તર ધર્મને અંગે હોય, પછી ભલે મિથ્યાત્વી હોય મહાપુરુષના સંસર્ગથી અપૂર્વ કાર્યો થાય છે, તેમના ચરિત્રથી પણ અપૂર્વ કારણો છે તો ખુ મહાપુરુષની વાણીનુ નવાબુ પ્રમાણ રે અને મૌન આપે તેમા તો એમત હોઈ શકેજ નહિ તેને અંગે કેવળીપણાની ત્યારને ત્યારે ભગવાનની દેશના, ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ મહાપુરુષ કે જેમણે ઉજ્જ્વલિક ધર્મ નિગરી સાચુ જગતનુ સ્વરૂપ દુનિયાને બતાવ્યુ છે તેવા મહાપુરુષની દેશનાના રૂપમા દેશના અને તે દેશનારૂપે જે વાણી તે કેમ સમજવી ?, તેનુ આન મન કેમ તેવું ? તે વિષે જે અધિકાર શાસ્ત્રકાર જણાવશે તે અગે વર્તમાન



# ૨૫૦ આગમોદ્ધારકની અમોઘ-દેશના પ

## દેશનાના દિવ્ય-અવતરણો.

૧ મહાપુરુષોની સ્તુતિ, તેમના જીવન-ચરિત્રો અને તેમના વર્તનોનુ કથન કરવુ તે ખરેખર કલ્યાણ અને મોક્ષનુ સ્થાન છે

૨ અનાયાસે કોઇપણ જગાએથી કલ્યાણની પ્રાપ્તિ અને મોક્ષની પ્રાપ્તિ થતી હોય તો સત્પુરુષોના જીવનનુ કીર્તન કરવુ આ અમોઘ એકજ સાધન છે

૩ ગુણી થયા વગર ગુણ જાણી શકાયજ નહિ, તો પછી પ્રથમ ગુણ જાણવો ?, કે ગુણી બનવુ ? એ બે પ્રશ્નનુ સમાધાન સમજવાની જરૂર છે

૪ 'नागुणी गुणिनं वेत्ति' એ પદોના પરમાર્થને સમજવાની જરૂર છે

૫ ઝવેરી હીરાને અને ચોક્સી સોનાને પારખી શકે છે, તેવી રીતે ગુણી ગુણને જાણી શકે છે

૬ જે માણસ જે લાઇનનો હોય તેને તે લાઇનવાળા સારો લાગે છે, તેથીજ સંસારના રસિક-સંસારીઓને ત્યાગો સારા લાગતા નથી

૭ સંસારની તાલાવેલીમા પડેલાઓને પોતાના સ્વરૂપનો ખ્યાલ કરવા માટેની ફુરસદ જ નથી

૮ ત્યાગ પ્રત્યે ચોળમજીઠનો રંગ આત્માને લાગ્યા પછી એક પણ કાર્યવાહી ત્યાગીને સુઝતી નથી,

૯ પરિગ્રહધારીઓને નિષ્પરિગ્રહીની લેશ કિંમત સમજાતી નથી

૧૦ વસ્તુને સુંદર માન્યા વગર વસ્તુવાળો સુંદર લાગતોજ નથી

૧૧ ગુણો ગુણવાનોને પામીને અધિકપણે તે ગુણો ગુણ રૂપે દેખાય છે, પરંતુ તેજ ગુણો નિર્ગુણીઓને પામીને દોષ રૂપે પ્રસિદ્ધિ પામે છે

૧૨ ગુણ-ગુણીના ચક્રને સમજવામાં માર્ગ-દર્શક-સત્પુરૂષોનો સમાગમ છે

૧૩ સત્પુરૂષોનો સમાગમ અનેક વખત થઈ જાય, છતાં પણ સમાગમનો યથાયોગ્ય લાભ લેવાની રીતિએ લેતાં શીખેલ માનવ પામવા લાયક પામી શકે છે

૧૪ ગુણો જાણવા, ઓળખવા, અને વિચારવા તે બધું કામ મનનું છે

૧૫ દુનિયામાં જીવ પ્રથમ સમકીત પામશે ?, કે સાધુ પાસે જાવશે ?, આ પ્રશ્નના પરમાર્થને સમજો !

आधिव्याधिजरामृत्युज्वालाशतसमाकुले ।

## ગુણ જાણ્યા પછી ગુણી થવાય.

શાસ્ત્રકાર મહારાજ કલિકાલ સર્વજ્ઞ શ્રીમાન્ હેમચંદ્રાચાર્યસૂરીશ્વરજી મહારાજ ભવ્ય પ્રાણીઓના ઉપકારને માટે ત્રિષષ્ઠિશલાકા પુરૂષ ચરિત્ર બનાવતા થકા આગળ જણાવી ગયા કે- महात्मनां कीर्त्तनं हि श्रेयो निःश्रेयसास्पदम् -મહાપુરૂષોની સ્તુતિ તેમના જીવન ચરિત્રો, તેમના વર્ણનો તેનું જે કથન રહ્યું તે ખરેખર કલ્યાણ અને મોક્ષનું સ્થાન છે, તેમાં જરાએ શંકા નથી સર્વજીવોને કલ્યાણની પ્રાપ્તિ, મોક્ષની પ્રાપ્તિ અનાયાસે કોઈપણ જગાએથી મળતી હોય તો સત્પુરૂષના જીવનના કીર્ત્તનથીજ મળી શકે છે ગુણી થયા વગર ગુણનું આ જગ જાણી શકતો નથી અને ગુણ જાણ્યા વગર કોઇ ગુણી થઈ શકતો નથી, તો આ સ્થળે શંકા થશે કે પ્રથમ ગુણ જાણે કે તે પહેલા ગુણી બને ? તેના ઉત્તરમાં જણાવે છે કે-ગુણ જાણ્યા પછી ગુણી થાય વાદી કહે છે કે આમ કેમ કહો છો ! આ તમે તમારા ઘરનું કહો છો કે આ વિષે તમારી પાસે કાઈ પુરાવો છે ? આ માટે ગ્રંથકાર કહે છે કે ભાઇ ! અમે અમારા ઘરનું જરા પણ કહેતા નથી, તેમ કહેવાનો અમારો સ્વભાવ પણ નથી અમે તો શાસ્ત્રની રીતિએ કહીએ છીએ શાસ્ત્રમાં કહ્યું છે કે— "गुणी गुणिनं वेत्ति" અર્થાત્—ગુણ વિનાનો માણસ ગુણીને-ગુણવાળાને જાણી શકતો નથી ઝવેરી હોય તેજ હીરા પારખી શકે, અને ચાલાકી હોય તેજ સોનું રૂપું કરીને ઓળખી શકે જેમ દુનિયાદારીમાં આવો નિયમ છે તેમ અહીં આગળ પણ એવોજ નિયમ છે

'विद्वानेव विद्वज्जनपरीक्षां करोति-जानाति' વિદ્વાન હોય તેજ વિદ્વાનની પરીક્ષા કરી શકે છે, અને વિદ્વાનો જાણી શકે છે તેમ ગુણી હોય તેજ-ગુણ-વાનની પરીક્ષા કરી શકે છે ગુણવાનને જાણી શકે છે, ગુણને પણ તેજ પારખી શકે છે પોતે જ્યાં સુધી અવગુણમાં રહી હોય ત્યાં સુધી ગુણીને જાણી શકતો નથી

## ગુણી બનવું હોય તો ગુણને જાણો !

આથી એ બનવાનું કે—જગતમાં ગુણી બનવું હોય તો પ્રથમ ગુણને જાણો ! ઓળખો ! તેજ ગુણો તમારામાં લાવો ને બીજા ગુણવાનની પરીક્ષા કરી તેનો સમાગમ કરી તમારા આત્માને વિશેષ ગુણી બનાવી શકો જગતમાં પણ એવું દેખીએ છીએ કે જે વેપાર રોજગારમાં પોતે મશગુલ હોય તે તેવા વેપારીને દેખે તો ધ્યાનમાં આવે છે પણ તે વેપારી ત્યાગીને દેખે તો શું થાય ? તેને મન ત્યાગી નવરા નકામા કામ ધંધા વિનાના લાગે છે કારણ કે ત્યાગ એ સર્વોત્તમ ગુણ છે આમ હજુ તેના અંતઃકરણમાં આવ્યું નથી, વસ્યું નથી, નહિતર ત્યાગી તરફ જરૂર બહુમાન લાવત, વેપાર-રોજગારમાં આગળ વધેલો હોય, ચડેલો હોય, તેની દૃષ્ટિ તે તરફજ હમેશા રહે છે

# સ્વ૦ આગમોદ્ધારકની અમોઘ-દેશના. ૬

## દેશનાના દિવ્ય અવતરણો

૧ સાધુ સમાગમ કદાચ નિષ્ફળ જશે. પરન્તુ અંતે સમાગમમાં આવનારાઓ અભય ઈત્યાદિ ધર્મ પામે છે

૨ ગુણને જાણો અગર ન જાણો અથવા સમજો અગર ન સમજો છતાં ગુણી પુરૂષોનો સમાગમ લાભદાયિ છે

૩ ઘરની અંદર, ઘરના આંગણામાં, પૈસાના કબાટમાં, દુકાનના થડામાં, અને સગા વહાલાના સમાગમમાં રહેનારી કોઈને પણ સમ્યક્ત્વાદિ ધર્મ થયો નથી પરંતુ થશે તો સાધુ સમાગમથીજ ધર્મ થશે

૪ કાયમ ધર્મકરણીમાં ઉજમાળ રહેનારાઓને તે પ્રેમ જે અગર કોઈક વખત શુભ આવવાનો અવસર છે, તેવી ધર્મ-કરણીનું આવું મન પકડી રાખો !

૫ અનંતી વખત દ્રવ્ય સમ્યક્ત્વ આવે ત્યારે ભાવ સમ્યક્ત્વનું સ્પર્શન થાય છે

૬ સમજણ વગર અને હૃદયમાં વાસ્તવિક ઉલ્લાસ વગર દેવગુરૂ ધર્મનો જે સ્વીકાર એ દ્રવ્ય સમકીત છે

૭ "आण ताण कइ न जाण शेठ वचन प्रमाण" આવા વચન બોલનારા ચારને દ્રવ્ય સમકીતથી દેવપણું મળે છે

૮ દેવ-ગુરૂ-ધર્મના વાસ્તવિક સ્વરૂપને, વાસ્તવિક કિંમતને અને તેનાથી થતા લાભને હૃદયમાં ધારણ કરીને આ ધારણાને વળગી રહેનારો એ ભાવ સમ્યક્ત્વવાળો છે

૯ અઢાર દૂષણથી રહિત હોય તેજ દેવ અને તે સિવાયનાને દેવ તરીકે મનાય નહિ આવી પ્રથમ માન્યતા દેવ સબંધિની હોવી જોઈએ

૧૦, અજ્ઞાન, મિથ્યાત્વ, પ્રેમ ક્રીડા, હાસ્ય અને રતિ આદિ અઢાર દોષોને ભયંકર ગણ્યા વગર કોઈપણ આત્માને ભાવ સમકીત સ્પર્શતુંજ નથી.

૧૧ તે તે દોષની ભયંકરતા દેખ્યા વગર અરિહંતના અરિહંતપણાની કિંમત આત્માને સમજાતી નથી

૧૨ હોડીમાં ફરનારાઓને બેટની કિંમત સમજાતી નથી, પરંતુ હોડી ભાંગે ત્યારે બેટના કિનારે આવનારને બેટની કિંમત સમજાય છે તેવી રીતે સંસાર સમુદ્રમાં અરિહંત ભગવંતો બેટ સમાન છે એ પુણ્યોદય વગર સમજાતું નથી

૧૩ અઢાર દોષો ભયંકર છે, અને રખડાવનાર છે એ સમજાશે ત્યારે પામવા લાયકની ચીજ સમ્યક્ત્વની પ્રાપ્તિ થશે.

૧૪ શરૂઆતના રોગનો ઉપાય કરનારને રોગ રવાના થાય છે, પણ ઘણા દિવસની જડ ઘાલીને બેઠેલો રોગ મોંઘા ઉપાયથી જતો નથી તેવી રીતે અજ્ઞાનાદિ દોષો પણ જડ ઘાલીને બેઠેલા છે તે સામાન્ય મહેનતથી રવાના થાય તેમ નથી એ સમજતા શીખો !

૧૫ દુનિયાના કહેવાતા દર્દો આ ભવમાં દુઃખ દેનારા છે, અને અજ્ઞાનાદિ દોષો તો ભવોભવ દુઃખ દેનારા છે

૧૬ બે દિવસના મંદવાડમાં ડાક્ટર બોલાવી દઈએ, અને ઘણા કાળના અજ્ઞાનાદિ દર્દ માટે મફત દવા આપનાર ગુરૂરૂપ ડાક્તરની કિંમત સમજાતી નથી

૧૭ "રામ-નામ" નો જપ જપનારી દુનિયાને તો ઉપદેશ દેનારા ગુરૂઓ તે અન્નેના અનગ્રમન ત્યાગી હોય તોજ ઉપદેશની અસર લાગી શકે છે

૧૮ નિસ્વાર્થ વૃત્તિવાળા ઉપદેશકો જે અસર પાડી શકે છે, તે અસર ભાડુતી ઉપદેશકો પાડી શકતાજ નથી

૧૯ ઉપદેશકના વર્તનની અસર રૂઢેલી મ્હેણીને અવશ્ય છે,

૨૦ પોથીમાના રીંગણા કહીને રીંગણા ખાનાર ભટ્ટની જેમ ઉપદેશકો શ્રોતાઓ માટે શ્રાપ સમાન છે

૨૧ સજીવ હથિયારોની મજાનગથી અલ્પ સંખ્યામાં રહેલી પ્રજા પણ મોટી સંખ્યામા રહેલી અને હથિયાર વગરની પ્રજા પર વિજય મેળવીને સત્તા ભોગવી શકે છે

૨૨ દુધનો ઉભરો કે ગરમ પાણીનો ઉભરો ક્યાસુધી જોર કરે છે? જ્યાસુધી વાસણ ખુલ્લુ ઉઘાડુ કર્યું નથી ત્યાસુધી તેવી રીતે ક્રોધાદિક પાપસ્થાનકો પણ પાપ આશ્રવના પચ્ચખાણ વગર જોર કરે છે

૨૩ પાપ આશ્રવરૂપ પ્રબલ હથિયારના ઘાની વેદનાથી આ સસારમા રખડી રહ્યો છુ એ સમજાશે ત્યારે સાધુતાની સાચી કિંમત હૃદયમા વાસ્તવિક આવશે અન્યથા નહિ.

૨૪ આત્માની અનત શક્તિઓ તિરોભાવે રહેલી છે તેનુ દર્શન કરાવનાર અરિહંતો છે

૨૫. તીવ્ર મોહનો ઉદય થાય, અને અજ્ઞાન રૂપ મહાભયની આંધીમા અટવાયો હોય ત્યારે જીવોનો જન્મ એકેન્દ્રિયમા થાય છે તે ધ્યાનમા રાખો!

૨૬ ઘણુ સાંભળ્યુ, ઘણુ વાંચ્યુ, ઘણુ વિચાર્યું, અને મનન કર્યુ છતાપણ દેવાદિ તત્ત્વત્રયી એ સંસારની રખડપટ્ટી ટાળનાર છે એ હજુપણ દૃઢ નિશ્ચયરૂપે હૃદયમા થયુ નથી, ત્યાસુધી ભાવસમ્યકત્વ ઘણે દૂર છે

૨૭ દ્રવ્ય સમ્યક્ત્વની કરણીઓ કરતા કરતા કોઈક વખત ભાવ આવશે, પરંતુ ખાલી ભાવનાઓ ભાવનારાઓને ભાવ સમ્યક્ત્વનુ સ્પર્શન થવું તે મુશ્કેલ છે

"अज्ञियाधि जरा मृत्यु ज्वाला शत समाकुलाः"

અઢાર દોષ રહિતદેવ.

શાસ્ત્રકાર મહારાજ કલિકાલ સર્વજ્ઞ શ્રીમાન્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજ ભવ્યજીવોના ઉપકારને માટે ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્રની રચના કરતા જણાવી ગયા કે મહાપુરુષોની સ્તુતિ—સ્તવના—ગુણવર્ણન અને તેમના જીવનનુ કથન કરવુ તે ખરેખર કલ્યાણ અને મોક્ષનુ સ્થાન છે અને આવી સ્તવણ કરનારા સમ્યક્ત્વ પામે છે તે સમ્યક્ત્વમા દ્રવ્ય ભાવ બે ભેદ જણાવી ગયા હવે ભાવ સમ્યક્ત્વવાળો દેવના સ્વરૂપને કેવી રીતે માને છે તે વિગેરે હકીકત જણાવે છે—અઢાર દૂષણથી રહિત હોય તેનેજ દેવ માનવા તે અઢાર દૂષણો આ પ્રમાણે છે—**પ્રથમ** તો અજ્ઞાન—અજ્ઞાન જાણપણાથી રહિત દેવ ન હોય કારણ કે—દેવ સમગ્ર જગતના પદાર્થને દેખવાવાળા હોય જાણવાવાળા હોય તેનેજ શાસ્ત્રમા દેવ કહ્યા છે આવા અરિહંત દેવ છે—જેમણે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી લોકાલોકના રૂપી અરૂપી ભાવને જાણ્યા છે, ને સમવસરણમા બેસી સઘળા પદાર્થોનુ વર્ણન કર્યું છે અજ્ઞાન રૂપી દોષથી રહિત હોય તેને દેવ કહેવાય. **બીજુ** મિથ્યાત્વ—એટલે જે સ્વરૂપે પદાર્થ છે તે સ્વરૂપે ન માને, પણ તેથી અન્ય સ્વરૂપે મિથ્યારૂપે, ખોટારૂપે માને તે મિથ્યાત્વ આ દેવમા ન હોવુ જોઈએ તેઓ તો સાચા રૂપેજ વસ્તુને માનનારા જાણનારા હોય **ત્રીજુ** પ્રેમદોષ—પ્રેમની દોરી બંધન ખોટા ચાળા જે દેવમા ન હોય તેનેજ દેવ માનુ પ્રેમ એ દોષ રૂપ છે પ્રેમ છે ત્યા સંસાર છે સસારથી જુદુ સ્થાન દેવનુ છે **ચોથુ** હાસ્ય—હાંસી થાય એવી ચેષ્ટા પોતે કરે, બીજા પાસે કરાવે, તે રૂપવીના ન હોવી જોઈએ **પાંચમુ** રતિ—તે ઈષ્ટ વિષયમા આનંદ, આ દેવો ન હોય તેને સારા વિષયો પ્રાપ્ત થાઓ કે ન સારા વિષયો પ્રાપ્ત થાઓ તેમા સમભાવ હોય **છઠ્ઠુ** અરતિ—ખરાબ વિષયો પ્રાપ્ત થાય ત્યારે દુઃખ ન ધરે સર્વ વસ્તુમા સમભાવ હોવો જોઈએ **સાતમુ** ભય—સાતપ્રકારના ભયથી રહિત—મનુષ્યનો ભય, પરલોક ભય, આજીવિકા ભય મરણ ભય અપયશનો ભય ઉપદ્રવ ભય રાજાનો ભય (કોઈ કોઈ ઠેકાણે અપયશના ભયને સ્થાને ચોર ભય લીધો છે,) તો આ ભયથી રહિત હોય—તેઓ કોઈથી

બીતા નથી, તેમજ કોઈને બીવડાવતા નથી, તેમ બીક પામે તેવા બીહામણા રૂપને પણ ધારણ કરતા નથી આઠમુ શોક-તે પણ ન હોય નવમુ દુગચ્છા-જુગુપ્સા-ખરાબ ગંધ આદિક દેખી નાક મચકોડવું તે તેઓને ન હોય ૧૦-૧૧-૧૨-૧૩ ક્રોધ, માન માયા અને લોભ, ક્રોધ એટલે ગુસ્સો હોતો નથી, માન એટલે અહંકાર ન હોય, માયા કપટ ન હોય અને લોભ એટલે નિર્મમત્વપણુ હોય ચૌદમુ મોહ - કોઈ પણ વસ્તુ ઉપર મોહ ન હોય, પંદરમુ રતિ-અત્યંત પ્રીતિ, આસક્તિ સોળમુ દ્વેષ-અત્યંત અપ્રીતિ તેથી પરાઙ્મુખતા થાય છે તેને હોતા નથી સત્તરમુ મત્સર-બીજાની લીલા-સમાગની સીઈ કોઈ પણ જાતની ન હોય અઢારમુ અપરિગ્રહપણુ-કોઈ પણ જાતનો પરિગ્રહ પાસે રાખે નહિ, સ્ત્રી આદિક, હથીયાર આદિ વાજીંત્ર આદિક તથા વસ્ત્ર આદિ-કોઈ વસ્તુ તેને હોવી જોઈએ નહિ આ અઢાર દૂષણથી રહિત એવા અરિહંતો કહેવાય છે તેનેજ ભાવસમ્યક્ત્વવાળો દેવ માને તેમણે એ અઢાર દોષો ટાળ્યા તેથી મોટા છે પહેલા તો એ વિચાર કરો કે—અજ્ઞાન, મિથ્યાત્વ વિગેરેને તમારા આત્માએ ભયંકર ગણ્યા ખરા? પ્રેમથી, હાસ્ય, રતિ, અરતિ એ ૧૮ દોષને દોષરૂપ તમારા આત્માને લાગ્યા ખરા? પહેલા તો આત્માને પુરેપુરી જેટલી દોષની ભયંકરતા દેખાશે તેટલુ અરિહંતનુ અરિહંતપણ તારા માટે છે નદી હોય અને વચમા મગર હોય હમેશા હોડીથી જતા આવતા હોઈએ તે વખતે હોડીની કિંમત નહિ પણ કોઈ વખતે હોડી ભાંગી ને તરતા બેટ ઉપર આવ્યા તે વખતે હોડીની કિંમત પુછો! તેમ સંસારરૂપ સમુદ્રમાંથી આપણને તારવા માટે જે અરિહંત દેવ તે હોડીને સ્થાને રહેલા છે સંસારમા આપણે એમને એમ રઝળીએ છીએ ડૂબીએ છીએ તેમાંથી બચાવનાર આલંબન આપનાર, રક્ષણ કરનાર, ડૂબતાને પકડી રાખનાર તેઓ છે આવારૂપે જ્યારે આત્મા તેમને જાણે ત્યારે દેવનુ સ્વરૂપ જાણ્યુ કહેવાય

### અઢાર દોષની ભયંકરતા

આ અઢાર દોષ ભયંકરમા ભયંકર છે તે તેમણે ટાળ્યા છે એ અઢાર દોષને આપણે ભયંકર ન ગણીયે આપણને રઝળાવનાર છે એમ ન માનીએ તો તે આપણા માટે આપત્તિ છે આપણે એ અઢાર આતમા પર ચઢી ગયે એ માનવાના વિચાર થાય નહિ ત્યા સુધી ૧૮ દોષ ટાળનાર ટળાવનાર છે તેની કિંમત આપણા આવે નહિ ૧૮ દોષ પોતાને ખરાબ કરી રહ્યા છે, આવા ભયંકર છે, ભયંકર દોષ ટાળનાર આ મહાપુરૂષ છે આવુ માને ત્યારેજ મહાપુરૂષની કીંમત થાય ને તેમને માનવા આ દોષો આ આમા અનાદિ કાળથી જડ ઘાલીને બેઠા છે તેને કાઢવા મહા મુસ્કેલ છે દુનીયામા પણ તાવ આદિ રોગ હોય ત્યા કાળનો રોગ હોય તો તેનો ઉપાય થાય છે, તેને દૂર કરી શકાય છે પણ જડ ઘાલીને રહેલા રોગો નાબુદ કરવા ઘણા ઘણા પ્રયત્નો કરવા પડે છે, તે સિવાય તે જતા નથી જો તે રોગો નાશ થાય તોજ આત્માને સુખ થાય દુનીયાના દર્દો આ ભવમાજ દુખ દે છે, પણ આ રોગો તો આ ભવ અને પરભવ તથા ભવો ભવમાં આત્માને દુખ દેનારા છે, આવુ જ્યારે આત્મામા સમજાય ત્યારેજ તે રોગો દૂર કરવા પ્રયત્ન થાય. આપણા શરીરે મે દીવસ મદદ આવે તો ડાક્ટરને બોલાવીએ છીએ, તેને ફી આપીએ છીએ, દોડાદોડ કરી મુઝાએ છીએ પણ આ જડ ઘાલીને બેઠેલા રોગોને મારવા આપણે કશું કરતા નથી, આપણને તે રોગના ચિકિત્સક પણ મફત મળ્યાં છે નિઃસ્વાર્થપણે જગતના જીવોનુ કેમ હિત થાય તેજ લક્ષ્ય-જેમને એવા ચિકિત્સક મળ્યા છે

અરિહંત દેવોએ તે સઘળા રોગોની દવા આપણને મફત આપેલી છે, પણ આપણે તેનો બીલકુલ ઉપયોગ કરતા નથી, આ આપણુ એ ગફલતપણુ સૂચવી આપે છે સંસાર ભ્રમણ વધુ હોય ત્યાસુધી તેનો રસ્તો સૂઝે નહિ, હાથે રોગ વખતે દુખ થતા માથુ હોય ત્યા સુધી તેને દવા લેવાનુ મન ન થાય, કદાચ થાય તો તે દવા તેને અસર ન કરે જ્યારે સુખનો આરો આવવાનો હોય ત્યારેજ તેના ઉપચારો કરવાનુ મન થાય દેવને અંગે ૧૮ દોષથી રહિત હોય તેનેજ ભાવ સમ્યક્ત્વવાળો દેવ માને છે

### બે વસ્તુના ત્યાગવાળો ઉપદેશ આપી શકે

હવે ભાવસમ્યક્ત્વવાળો ગુરૂ કેને માને તે બતાવે છે- પંચ મહાવ્રતને પાળવાવાળા હોય કંચન કામિનીના ત્યાગી હોય આ દુનીયા રમા રામાનો જાપ જપી રહી છે, રમા એટલે લક્ષ્મી પૈસો, હાય પૈસો !!! પૈસાને માટે શું શું કરી એમ ! વેર ઝેર કરે ! અનેક જાતની વિટંબણાઓ ભોગવે ! પર ન વેરે ! ટાઢ તાપ વેઠે ! ભૂખ તરસ વેઠે ! જ્ઞાનીઓએ પૈસાને અનર્થ કરનાર ભાખ્યો છે પૈસા ધમની નથી વાત કોગઝે મૂખ એક તેને-ધનને મેળવવામાં ૮ તાનાવેની લગાડે ! બીજું રામા-અટલે સ્ત્રી, તે કામનું સાધન છે તેને અંગે પણ ન કરવાના કામ કરે ! માયા કપટ કરે ! પ્રપંચો કરે ! જ્ઞાનીઓ તો નારીને નરકની ખાણ કહી છે ! ધમની નથી વાત માન બહાર કાઢી એક તેને મેળવવામાં રાચ્યા માચ્યા રહે ! નારી આગળ નાક ઘસીને રહે તો દુનીયામાં પતન જુઓ છેકાય છે શાસ્ત્રકાર તેથી બીજી રીતે બતાવે છે-ગુરૂ થવા હોય, થવાની ઇચ્છા રાખતા હોય, કે વર્તમાનમાં ગુરૂ તરીકે વિદ્યમાન હોય, તેમને આ બે વસ્તુઓનો તો અવશ્ય ત્યાગ હોવો જોઇએ !!! દુનીયાને આ બે વસ્તુના ત્યાગ તરફ દોરવી છે તેનો ઉપદેશ દેવો છે માટે ઉપદેશ આપનારે તો તે વસ્તુનો પ્રથમથીજ ત્યાગ કરેલો હોવો જોઇએ ! જો તેમ ન હોય તો તેવાને ઉપદેશ દેવાનો પણ અધિકાર જૈન શાસ્ત્રની રૂએ નથી આ સિવાય જનતા ઉપર તે ઉપદેશની અસર પણ થાય નહિ

### પોથીમાંના રીંગણા

એ તો પોથીમાંના રીંગણા જેવું થાય એક ભટ હતા તે કથા કરે અને રાગ રાગિણીથી જનતાને રંજન કરે, કથામાં એક વખત બોલ્યા કે-રીંગણા-વેંગણ-એ બીજ હોવાથી ખાવા ન જોઇએ ! શ્રોતા માંથી એક જણે આ વાત બરોબર યાદ રાખી તેણે વિચાર કર્યો કે-ગુરૂ રોજ રીંગણા નહીં ખાવાનું કહે છે, પણ ગુરૂ ખાય છે કે નહિ તેની પ્રથમ મારે પરીક્ષા કરવી હવે પછી એક દિવસ બનાવાયોગે ગુરૂને ત્યાં જઈ ચઢ્યો, તે વખતે ગોરાણીએ રીંગણાનું શાક અને બાજરીના રોટલા કર્યા છે ગોરે આવેલા ભાઇને આગ્રહ કર્યો કે આવો ભાઈ બેસો અને જમતા જાવો ! તેના માનની ખાતર આ માણસ જમવા બેઠો. તે વખતે ભાણામાં શાક વેંગણનું મૂક્યું અને બાજરીના રોટલા મૂક્યા, શાકને અંગે જમતાં જમતાં ભટને પુછે છે કે-આપ કથામાં કહેતા હતા કે-વેંગણ બહુ બીજ હોવાથી ન ખાવા જોઇએ, તો તેનું કેમ ? તે વખતે ભટે જવાબ આપ્યો કે-એ તો પોથીમાં લખેલા રીંગણા ન ખાવા કહ્યા પોતાને ભાગે પોતાના ધર્મની ઉપદેશની છાપ કરાવે તેવો લાખનો આથી બીજો કોઈ હોઈ શકે ખરો ? શ્રોતા સમજી ગયો કે ભટજી પેટની ખાતર જ બિચારા આ લઈ બેઠા છે નિઃસ્વાર્થ વૃત્તિ !! ઉપદેશકો જે છાપ પાડી શકશે તે છાપ આ ભાડૂતી ઉપદેશકો કદી પણ નહીં પાડી શકે

### કહેણી તેવી રહેણીવાળો ઉપદેશક હોવો જોઇએ.

બીજું મત્યાગિવાન-જેવી કહેણી તેવી રહેણી વાળો ઉપદેશક શ્રોતા ઉપર જે અસર કરશે તે રહેણી વિનાના કહેણી કહેનાર ખાસા જીવરામ ભટ્ટ કદી પણ શ્રોતાને અસર કરી શકશે નહિ માટેજ જૈન શાસ્ત્રકારે ગુરૂ થનારને માટે પ્રથમ પોતે જે ઉપદેશ આપે તે પ્રમાણે વર્તન કરનાર હોય તેવો નિયમ રાખ્યો છે વર્તન વિનાનાને ઉપદેશ આપવાનો હક જૈન શાસ્ત્રકારે આપ્યોજ નથી ગુરૂ વર્તનવાળા પ્રથમ જોઇએ-પંચ મહાવ્રતધારક અમારા ગુરૂ જાવજ્જીવ સુધી ત્રીવિધે ત્રિવિધે પચ્ચખાણ જેમણે કર્યાં છે, જેવા કે હિંસા કરવી નહિ, કરાવવી નહિ, કરતાને સારો પણ ન ગણવું જુઠું બોલવું નહિ, જુઠું બોલાવવું નહિ, જુઠ બોલનારને સારો પણ ન ગણવું, ત્રીજું ચોરી કરવી નહિ, કરાવવી નહિ, કરનારને સારો પણ ન ગણવું મૈથુન સેવવું નહિ સેવરાવવું નહિ ને સેવનારને સારો પણ ન ગણવું પરિગ્રહ રાખવો નહિ, રખાવવો નહિ ને રાખનારને સારો પણ ન ગણવું આવા પાંચ મહાવ્રતો-મોગ ... જાવજ્જીવ સુધી જેઓએ કરી છે, તેવાઓ દુનીયાને પણ તેનો ઉપદેશ આપી

શકે છે અને તે તે રસ્તે દોરી શકે છે, દુનીયાનો નેતા આવોજ હોઈ શકે એમ જૈન શાસ્ત્રકારનું માનવું છે

## પાંચ આશ્રવનું ભયંકરપણું

પાંચ મહાવ્રતને ધારણ કરવાવાળા અમારા ગુરૂ છે એ દરેક બોલવાના પણ શાથી? પાંચ આશ્રવનું ભયંકરપણું તમે સમજ્યા નથી ત્યાંસુધી મહાવ્રતની કિંમત તમારા મગજમાં આવવાની નહિ. પાંચ આશ્રવ ભયંકર છે-પાપ સ્થાનક અઢાર છે તેમાં આ પાંચજ ભયંકર છે આ વર્ગ શાથી કર્યો છે કે-રાગ, દ્વેષ, ક્રોધાદિક ઓછા ભયંકર નથી તો આનેજ ભયંકર ભયંકર કેમ કહ્યા? કારણ કે દુનીયામાં રખડાવનાર સંસારનું મૂળ જો કોઈ હોય તો રાગ-દ્વેષ છે જ્યાંસુધી તેનો અંશ પણ હોય ત્યાંસુધી આ જીવને મોક્ષ મળતો નથી તેને મૂળમાંથી મારવાનો ઉપદેશ આપવામાં આવે છે તો તેને ભયંકર ન ગણતા પાંચ પાપ સ્થાનકનેજ કેમ ભયંકર ગણ્યા? ખરી રીતે શત્રુની ખરી વસ્તી ભયંકર છે તે ભયંકર વર્ગના હાથમાં હથીયાર આવે તો? પ્રથમ કર્તવ્ય એ છે કે-તેના ભયંકર હથીયારોને તોડી નાખવા જે જગો પર ભયંકર હથીયાર તોડી નખાયા હોય ત્યાંની વસ્તી ગાઢ તેવી ભયંકર હોય તો પણ તે ભય કરવાને તાકાત રહેતી નથી વસ્તીનું પણ ભયંકરપણું છે, પણ વસ્તિ હથીયાર વગરની ભય કરનારી છે દરેકમાં સજ્જડ ભયંકર હથીઆરોની છે જે પ્રજાની પાસે ભયંકર હથીયાર હોય તે પ્રજા નાની છતાં જોર કરી શકે છે, હથીયાર વગરની મોટી પ્રજા પણ રગદોળાઈ પડી રહે છે તેવી રીતે શત્રુઆના પાંચ પાપ સ્થાનરૂપ હથિયારો છે, અને તેથીજ તે પાંચ આશ્રવના ભયંકરપણાને લીધે તેને રોકવાની પ્રતિજ્ઞા છે

## આત્માની લડાઈને ઓળખો

હવે વિચારો કે ચીનની પ્રજા કેટલી? ને તેની આગળ જાપાનની પ્રજા કેટલી? ચીનની ૪૮ કરોડની પ્રજા અને જાપાનની ૭૦ કરોડની પ્રજા, ચીનની પ્રજાથી જાપાનની પ્રજા અર્ધા ભાગની પણ નથી છતાં જાપાનની પ્રજા ચીનને ભયંકર કેમ નિવડી? આનું કારણ તપાસો તો કહેવુંજ પડશે કે—જાપાન પાસે છેલ્લી ઢબના શસ્ત્ર સરંજામ-હથીયાર પુરતા છે, લડાઈમાં જોઈતા શસ્ત્રો-હથીયારો-ધનનો ખજાનો જાપાન પાસે પુરતો હોવાથી તથા લડાઈના સાધનો જેવા કે વહાણ બોટ, સ્ટીમર વિગેરે તથા હવાઈ વિમાનો-તોપ ગોળા-દારૂ આદિ સાધનો જાપાન પાસે પુરતા હોવાથી ચીન જેવી મોટી પ્રજાને પણ તે હંફાવી શકી હથીયાર વિનાની મોટી પ્રજા પણ કામ કરી શકતી નથી જો તેના હાથમાં ભયંકર હથીયાર ન હોય તો સંખ્યાથી ડરવાનું હોતું નથી જેવી રીતે દુનીયામાં આ લડાઈ ચાલી રહેલી છે તેવી રીતે જ્ઞાનીઓ કહે છે કે—આ આત્માની લડાઈને ઓળખો! આત્માનો કટ્ટો દુશ્મન મોહ છે! રાગને દ્વેષ તેના યોદ્ધા છે! સ્ત્રી આદિક તેના હથીયારો છે કર્મ એ તેનું સૈન્ય છે, તે વડે તેણે આખા જગતને વશ કરેલું છે તે જબરો શત્રુ છે તેને વશ કરવા માટે કેટલું બળ વાપરવું જોઈએ? કેવા અમોઘ હથીયાર જોઈએ-કે જે હથીયારો દુનીયામાં જોવા જતા જડે નહિ તેવા હથીયારો વડે તેના ઉપર જય મેળવવો જોઈએ તેનો ખ્યાલ કરી તે પ્રમાણે મોહ શત્રુને કર્મકટકને જીતો!" આ જૈન શાસ્ત્રકારોનો હેતુ છે સવારમાં ઉઠીને તમો રોજ ન્યુઝ પેપર વાંચો છો, આજ લડાઈના શા સમાચાર છે? શું હકીકત છે? તેમ પૂછો છો પણ તમારા ઘરને આંગણેજ લડાઈ ચાલી રહેલી છે તેનો તમને જરા પણ વિચાર નથી જ્ઞાનીઓ એ જણાવે છે કે પ્રથમ એ લડાઈને ઓળખો!

હિંદુસ્તાનને સ્વતંત્ર કરવા માટે સંખ્યાબળ જબર જરૂર છે, પણ તે નકામું શાથી થયું? નુકશાન ખમી કેમ બેઠું? પોતાની ઘેર ખોટી કેમ થયું? એજ મુદ્દાએ કે જે બીજા હથીયારો સત્તાધીશ પાસે છે તેમાનું કશું હિંદના લોકો પાસે આજ રહ્યું નથી પહેલાના રજવાડાઓને ત્યાં સૈન્ય, હથીયાર વિગેરે નિકળતા હતા, પણ આજ તો તેઓનું એ શસ્ત્રબળ, સંગઠન નહિ જેવુંજ છે, તેથી હિન્દુસ્તાન પરતંત્રતાની બેડીમાં જકડાઈ રહેલું છે. તેવી રીતે અહીં

અગાર પાપ સ્થાનકોમા ક્રોધાદિક ભયકર છે ' રાગદ્વેષ પણ ભયકરમા ભયકર છ ? કલહ આદિ પણ ભયકર છે, છતા પણ જો એમની સાથે હિસાદિક પાચ ન મને તો તે બિચારા શુ કરી શકે ? બધા પાપ સ્થાનો હિસાદિક પાચ ચીજ બધ થાય તો શુ કરી શકે, ગુ મા આવ્યો, ક્રોધ ચઢ્યો, તમારાથી કશુ કરાતુ નહિ, મરાય નહિ તો હવે ક્રોધ કરવાનો શુ ? દુધનો ઉભરો, પાણીનો ઉભરો હામ ખુલ્લુ કરે તો બધ પડી જાય પછી ઉભરાતુ જોર ચાલે નહિ તેમ પાચ પાપસ્થાન રૂપ પાચ અ નવરવરૂપ પાચ ચીજો બધ થઇ તો ક્રોધાદિક બીજા પાપ સ્થાનોમા એકે પણ સ્વત ત્ર કામ કરી શકે નહિ કાર્ય તો પાચ રૂપેજ છે

## પાપ સ્થાનોમા વધુ ભયકર કીયા ?

ભયકર હથીયારો—અગાર પાપ સ્થાનકોમા—હિસા, જુઠ ચોરી, સ્ત્રી ગમન અને પરિગ્રહ છે, બેતાલીસ આશ્રવમા પાચ આશ્રવ બધ કરે તો બીજા સાડત્રીસ ખુલ્લા છે તો પણ તેનુ જોર એટલુ બધુ ચાલી શકે નહિ, ક્રોધ એટલે દ્વેષ, આઠમે માન એટલે અહકાર, આઠમે માયા એટલે કપટ, નવમે લોભ એટલે મૂર્છા, દશમે રાગ એટલે પ્રીતિ અગીયારમે દ્વેષ એટલે ઈર્ષા, બારમે કલહ એટલે કજીયો તેરમે અભ્યાખ્યાન એટલે જુઠુ આળ, ચૌદમે પૈશુન્ય એટલે ચાડી ચુગલી, પદરમે રતી અરતી એટલે સુખ દુખ, સોળમે પર પરિવાદ એટલે પારકી નિદા સત્તરમે માયા મૃષાવાદ એટલે કપટથી જુઠુ બોલવુ, અઢારમે મિથ્યાત્વ શલ્ય એટલે સાચી શ્રદ્ધાથી વિમુખપણુ, આ બીજા પાપ સ્થાનો છે તેના કરતા પ્રથમના પાચ પાપ સ્થાનો જબર જસ્ત છે—ભયકર છે હિસામે પ્રાણાતિપાતનો અર્થ છે જુઠ એ છુપાવવાનો અર્થ છે, ચોરી એ અદત્તાદાનનો અર્થ છે, પરસ્ત્રી ત્યાગ—સ્ત્રી ત્યાગ તે મૈથુનનો અર્થ છે અને નવ પ્રકારનો પરિગ્રહ રાખવો તે પરિગ્રહનો અર્થ છે, આ મોટા પાંચ હથીયારો છે, તે શસ્ત્રરૂપ છે, તે જો નાબુદ થાય તો સૈ વરૂપે બીજા પાપ સ્થાનો જે છે તેનુ જોર ચાલી શકે નહિ બેતાલીમ આશ્રવમા પણ આ પાચ મોખરે કહ્યા છે, જેનાથી આત્મામા કર્મનુ આવવુ થાય તેનુ નામ આશ્રવ તે અહિ બેતાલીસ કહ્યા છે પાચેન્દ્રિય, ચારકષાય, પાચ અવ્રત, ત્રણ યોગ અને પચીસ પાપ ક્રિયાઓ, આ બેતાલીમ આશ્રવ છે આમાથી પાચ ઇન્દ્રિય, ચાર કષાય, ત્રણ જોગ ને પચીસ ક્રિયાના પચ્ચખાણ નથી કર્યા તો પણ પાચ અવ્રત જે—પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ, તેના પચ્ચખાણ કર્યા એટલે ઇન્દ્રિયાદિક પચ્ચખાણમા નથી આવ્યા તો પણ નવા ઉપર કાબુ આવી ગયો, તેથી મહાપુરૂષો નિરાશ્રવી—અનાશ્રવી કહીએ છીએ આ પાચ છુટયા તો બીજા સાડત્રીસ ને છુટમાજ છુટકો છે ' સાડત્રીસે આ પાચ જો ખુલ્લા હોય તોજ ઉત્પાદ કરે, તે સિવાય ઉત્પાત કરી શકે નહિ આ પાચજ કર્મરાજાના અમોઘ હથીયાર છે તે હથીયારે વડે આખા જગતને તેણે વશ કરેલુ છે

## કર્મ શત્રુને ઓળખો !

કર્મ શત્રુને પ્રથમ ઓળખવો જોઇએ ' તેને જીતવા માટે દરેક પ્રાણીએ કટિબદ્ધ થવુ જોઇએ ' આખુ જગત આની પાસે રાક છે ચાહે દેવ—દાનવ—ચક્રવર્તી—વાસુદેવ ગમે તે હો પણ કર્મ આગળ કોઈનુ ચાલતુ નથી એટલાજ માટે જ્ઞાનીઓએ આપણને ઓળખાવ્યુ કે તમારો કટ્ટામા કટ્ટો જો કોઈ દુશ્મન હોય તો તે કર્મ છે તેને જીતવા માટે તૈયાર થાઓ ' તેજ સાર છે કલ્યાણથી આ પાચ ચીજ બધ કરો પછી ક્રોધ, માન, માયા, લોભ પોતાનુ જોર અજમાવી નહિ શકે

હિસાદિક પાચ નિકળી જાય પછી બધા પાપ સ્થાનકોની હુના પાછળની નિશાળ ગણજો ' પાપોમાં

ચૈતન્ય લાવનાર હોય તો, જોર લાવનાર હોય તો, આ પાચજ ચીજ છે આવા પાચ હથીયારો મહાપુરૂષે દૂર કર્યા છે, તેને ક્રમજે ન્યા છે, તેના ઉપર જય મેળવ્યો છે કાનુ મેળવ્યો છે તેથી તેમને નમસ્કાર કરવું આ વિચારો અંતઃકરણમા થશે ત્યારે ભાવ સમ્યક્ત્વમા આવીશું પોતાનુ અધમપણું અને તેમનુ ઉત્તમપણુ, મગજમા આવ્યુ નથી ત્યાસુધી સાધુતાની ખરી કિંમત મગજમા આવી નથી પાચ આશ્રવ ભયકર લાગે ત્યારે જે હું અનાદિકાળથી પાચ હથીયા ની ધાની લેનાથી ખડયો છુ તેઓ ધ્યાન આવે આવા કારમા હથીયાર આ મહાપુરૂષને કાઇપણ અમર કરી શક્તા નથી તેવુ લાગે આ ઉપરથી એ પણ જણાવ્યુ કે—

### આત્માને બળીઓ બનાવો !

દુનીયામા આત્માથી કોઇ અસાધ્ય નથી જો આત્મા બળીઓ થાય તો ગમે તેવો મોટો શત્રુ કે મોટા હથીયાર હોય તો પણ તેની આગન-મદનાન આત્મા પાસે ચાલી શકતા નથી કર્મ નામ ગમે તેવો પણ મોટો શત્રુ છે ! આ પ્રાણાતિપાતાદિક પાચ ગમે તેવા પણ મોટા હથીયારો છે છતા આત્માના બળીઆ એવા આ મહાપુરૂષનો પાસ તે રાંક છે ! તેનુ જોર કાઈપણ ચાલી શક્તુ નથી ! આત્માની અનતી શક્તિ છે, તિરોભાવે રહેલી છે, તે આવા મહાપુરૂષોએ સાબીત કરી બતાવ્યુ છે, તેમને પગને આપણે પણ જો ચાલીએ અને તેમના કથન અનુસાર વર્તીએ તો હળુકર્મી થઈ જવાય આત્મા બલિષ્ઠ થાય તો તેના જેવા આપણે થઇ શકીએ છીએ

### અરિહંતોની અખુટ દયા

તેઓની જગતના જીવો ઉપર અખુટ દયા છે, કોઈપણ રીતે જગતના જીવો પોતાનુ ભૂનાએલુ અવરાએલુ સ્વરૂપ કેમ પ્રગટ કરી શકે ! તેજ ભાવના પોતે તે વસ્તુ પ્રાપ્ત કરી માટે બીજો કોઈ ન પામે તેની તેઓની ક્ષુદ્રવૃત્તિ નથી છદ્મસ્થોમા તો આપણે તેવી ક્ષુદ્રવૃત્તિઓ દેખીએ છીએ કે કોઇપણ વસ્તુની પોતે પ્રાપ્તિ કરી હોય તો તે બીજાને બતાવશે નહિ, કારણ-બીજાને બતાવુ તો વળી મારામા ભાગ પાડશે, કે મારૂ લઈ જશે કે મારી આડો આવશે કે મારાથી ચડીયાતો થઇ જશે આવી આવી ક્ષુદ્રવૃત્તિઓ રહેલી હોય છે પરમકૃપાળુ તીર્થંકરદેવ અરિહંત પરમાત્મા તેમાં પોતાની અનત શક્તિ પ્રગટ કરેલી છે છતા પણ તેઓ જગતના જીવોને તે શક્તિ પ્રગટ કરવા સારુ માટે અહર્નિશ ઉપદેશ આપી રહ્યા છે આવા નિર્વ્યાજ હૃદયવાળા પરમોપકારી-જગતના જીવોના બધુ જગતના જીવોના તારણહાર, જો કોઈ હોય તો અરિહંત દેવ છે અને તેમના કથન અનુસાર વસ્તુ સ્વરૂપને કહેનાર, શુદ્ધ પચમહાવ્રતને પાલનારા કંચન કામીનિના ત્યાગી એવા શુદ્ધ ગુરૂજ છે, તેનુ સ્વરૂપ હૃદયમા વિચારી તેના ઉપર જે શ્રદ્ધા કરીએ તે ભાવ સમ્યક્ત્વ છે આ ઉપરોક્ત કથન મનમા આવે ત્યારેજ ભાવ સમ્યક્ત્વ છે

### શુદ્ધ ધર્મ

હવે તેવીજ રીતિએ ધર્મ-અહિસા એ સૌથી મોટામા મોટો ધર્મ છે **अहिंसा परमो धर्मः**-અહિસા એ સૌથી મોટામા મોટો ધર્મ છે, દરેક ધર્મનુ મૂળ અહિસામા છે, કોઇ કે કોઇ હિંસામા ધર્મ માનેલો નથી એ માટે હેમચદ્રાચાર્ય મહારાજે કહ્યુ પણ છે કે—

**सरागोऽपि हि देवश्चेत् गुरुरब्रह्मचार्यपि ।**
**कृपाहीनोऽपि धर्मः स्यात् कष्टं नष्टं हहा जगत् ॥१॥**

સરાગીને પણ જો દેવ માનવામા આવે અબ્રહ્મચારીને પણ જો ગુરૂ તરીકે સ્વીકારવામા આવે, તથા દયાથી હીન એવો પણ જો ધર્મ કહેવાય તો હહાઇતિ ખેદે જગત નષ્ટ થયુ સમજવુ

દુનીયાની સપાટી ઉપર રહેલા તમામ ધર્મોના સિદ્ધાંતો ઊંડા ઉતરીને તપાસીએ તો અહિસા સર્વનુ

મૂળ છે તેમા એ જૈન શાસ્ત્રકારોએ અહિંસાનુ સ્વરૂપ બહુજ બારીક બતલાવ્યુ છે ભાષ્યકાર સંસ્કૃત માર્ગો પદેશિકાને બનાવનાર પણ કહે છે કે **न हिंस्यात् कोऽपि भूतानीति** ઉના **अक्षरशः अनुसरति** કહેવાની મતલબ એ છે કે-અહિંસા ધર્મનુ પાલન જૈનો બરાબર કરે છે

તો એ અહિંસારૂપ ધર્મ અન્યનો ન હોવાથી આ આત્માની મુશ્કેલી છે બીજા આદિ મહાવ્રતને ધર્મ કહ્યો છે તે સાધુઓનો ઉત્કૃષ્ટ ધર્મ છે, શ્રાવકોને પાંચ અણુવ્રત કહ્યા છે તે તેમા અંતર્ગત થઇ જાય છે તેથી જુદા લીધા નથી

## ક્ષમા આદિ દશ પ્રકારનો ધર્મ ન હોય તો તરવુ મુશ્કેલ છે

તેમ ક્ષમા આદિક સાધુનો દશ પ્રકારનો ધર્મ કહેવાય છે, તે ન હોય ત્યાસુધી આત્માને તરવુ મુશ્કેલ છે ! આ પ્રકારનુ આત્માને હજુ ભાન નથી ! દુનીયામા સાભળેલા શબ્દો બોલી દેવાય છે પણ તેનો જુસ્સો ખ્યાલમા આવ્યો નથી ! મહાવ્રતની ઉત્તમતા, ક્ષમા આદિક ધર્મની ઉત્તમતા હજુ સમજવામા આવી નથી આત્મા પોતાની ભયંકર હાલત વિચારતો નથી ! કારણ-અનાદિ કાળથી આ આત્મા-સંસારમા રઝળી રહ્યો છે પ્રથમ સૂક્ષ્મ એકેન્દ્રિયમા ઘણો કાળ ખપાવ્યો ત્યાથી નિકળી બાદર એકેન્દ્રિયમા આવ્યો તેમા પણ સ્થાવરપણાનુ દુઃખ અજ્ઞાનપણાનુ દુઃખ અનુભવ્યુ કહ્યું છે કે—

**जया मोहोदओ तिव्वो अन्नाणं खु महाभयं ।**
**तया एगिंदिये जम्मो सम्मं जाणाहि गोयमा ॥**

જ્યારે તીવ્ર મોહનો ઉદય હોય, અને અજ્ઞાન રૂપ મહા ભય હોય ત્યારે જીવનો જન્મ એકેન્દ્રિયમા થાય છે હે ગૌતમ ! તે તુ સમ્યક્ પ્રકારે જાણ !

### સકામ અને અકામ નિર્જરાનો ફેર

આમાથી કાઇક નિર્જરા થઇ ત્યારે બે ઇંદ્રિયપણુ પામ્યો, કારણ કે અકામ નિર્જરા ને સકામ નિર્જરા કર્મ ખપાવનાર બેને કહી છે વગર ઇચ્છાએ સમજ્યા વગર જે અજ્ઞાન કષ્ટ સહન કરવામા આવે છે તે અકામ નિર્જરા છે જ્યારે સમજીને જે કાઇ પણ કષ્ટ આત્માના લાભ માટે સહન કરવામા આવે છે તે સકામ નિર્જરા કહેલી છે તો એકેંદ્રિયમા અજ્ઞાન હોવાથી કાઇપણ કષ્ટ સમજ્યા વગર સહન થાય છે, ઇચ્છા વગર સહન કરવુ પડે છે, એનુ સ્થાવર નામ કર્મ બાંધેલુ છે કે ટાઢ તાપ, તેને ગમતુ નથી છતા તે સહન કરવુ પડે છે તેથી અકામ નિર્જરાએ જે કાઈ કર્મ ખપ્યા ને તેમાથી જે કાઈ પુન્યનો અંશ વધ્યો તેથી બેઇંદ્રિયમા તેનાથી પુન્યનો અંશ વધ્યો એટલે તેઇંદ્રિયમા વળી પુન્ય વધવાની સાથે અનુક્રમે ચૌરેન્દ્રિયમા અસંજ્ઞીપંચેંદ્રિયમા, અને સંજ્ઞીપંચેંદ્રિયમા આ જીવ આવ્યો મનુષ્યભવ, આર્યક્ષેત્ર, સુકુળમા જન્મ, એ પ્રાપ્ત થયુ તેમા શ્રાવકપણુ પામ્યો સાધુપણુ પામ્યો, પણ ક્ષમા આદિક ધર્મની ઉત્તમતા સમજ્યો નહિ ત્યાસુધી પ્રાયઃ અકામ નિર્જરા છે ?

પોતાની આવી ભયંકર હાલત આ જીવ વિચારતા નથી ત્યાં સુધી તેજ દેવ ગુરૂ ધર્મ માનવા છતા તેની વાસ્તવિક કીંમત સમજી શકશે નહિ સુદેવ, સુગુરૂ, સુધર્મ કહી દેવાને અંગે કે બોલી દેવાને અંગે નહિ, તેનુ સ્વરૂપ સમજી વિચારી તેને અંગીકાર કરવા માટે આ વાત છે છોકરાને વાગ્યુ હોય તે વખતે તે છોકરો માબાપને તથા દુઃખ મટાડનારને કેમ એક દૃષ્ટિથી જોઇ રહે છે તે વિચારો ! છોકરો પડી ગએલો હોય લોહી નીકળી ગયુ હેય તે વખતે મા મા કરે છે, ને તે સિવાયના ટાઇમમા સામાન્યથી મા મા એમ બોલે છે, પણ તે વખતે વખતની આખમા તથા બોલીમાં જરૂર ફેર પડે છે તેમ આપણે પણ અરિહંતને દેવ તરીકે, તથા સુસાધુને ગુરૂ તરીકે માનીએ છીએ છતા સામાન્ય રીતે છોકરો મા-મા-એમ કરે તે તરીકે બધુ છે, ભયંકર આફત આવેલી લાગતી નથી ! આપણને અધર્મ ભયંકર લાગ્યો નથી ! આશ્રવ તે રઝળાવનાર છે ! અઢારે પાપસ્થાનક નામ વર્તાવનાર છે ! તે હજુ સુધી આ આત્મામા દૃઢ થયુ નથી લાગ્યુ નથી, અને જ્યાસુધી આત્મામા તે પ્રમાણે લાગ્યુ નથી ત્યાસુધી તમે અરિહંતાદિક માનો તો પણ ભાવ સમ્યક્ત્વનો વખત આવ્યો નથી

# સ્વ૦ આગમોદ્ધારકની અમોઘ-દેશના. ૭

## દેશનાના દિવ્ય-અવતરણો

૧ "દેવ-ગુરૂ અને ધર્મ એ ભયસ્વરૂપમાંથી બચાવનારા છે," એ સમજાય તો ભાવ-સમ્યક્ત્વનુ સ્પર્શન થયુ છે એ સમજતા શીખો!

૨ સંસારથી બચાવનારા આ ત્રણ તત્ત્વો છે, એટલે દેવ-ગુરૂ-ધર્મ એ ત્રણ તત્ત્વો સિવાય બચાવનાર કોઈ નથી એવો જે ભાવ તેનુ નામ ભાવ સમ્યકત્વ સ્પર્શન છે

૩ તરવાનુ જ્ઞાન થયા પછી તરવાની ક્રિયારૂપ જલમા પેસીને હાથ પગ હલાવવાનુ ન શીખે તે જીદગી સુધી તરવાના કાર્યમા નિષ્ણાત થતો નથી, તેવી રીતે સમ્યગ્જ્ઞાન સાથે સમ્યક્ ક્રિયાની અનિવાર્ય જરૂર છે!

૪ દેવ દર્શન-વન્દન-પૂજન આદિ દ્રવ્ય કરણીઓથી ભાવ સમ્યક્ત્વ થાય છે માટે દ્રવ્ય અનુષ્ઠાનો પ્રત્યે અભાવ કેળવવો યોગ્ય નથી

૫ દ્રવ્ય સમ્યક્ત્વ આવતી વખત નકામુ ગયુ પણ ભાવ સમકીત આવને તે દ્રવ્ય સમકીતથીજ આવગે તે ધ્યાનમા રાખો!!

૬ સત્પુરૂષોના સમાગમ વગર દ્રવ્ય સમ્યક્ત્વ પણ મળતુજ નથી.

૭ દુનિયાના કોઈ પદાર્થના ગર્ભમા દ્રવ્ય સમકીત નથી, પરતુ દ્રવ્ય સમકિતની પ્રાપ્તિ પણ સત્પુરૂષોના સમાગમમા છે

૮. સત્પુરૂષોના સમાગમને સુન્દર બનાવો એ સમાગમની સુન્દર ભૂમિકાનુ પ્રથમ પાથીય છે.

૯ વચનની ચાતુર્યતામા દેવાળીઓ પણ શાહુકાર મનાય છે, આમ હોવાથી સત્પુરૂષો અને સત્પુરૂષોને વચન માત્રથી ઓળખના મુશ્કેલ છે!

૧૦ દરેક કાર્યની ઉત્પત્તિમા જેમ કાળ વિગેરે પાચ કારણો માનેલા છે, તેવી રીતે સત્સમાગમમા પણ તે પાચ કારણો ઘટાવવાથી અનેકવિધ ભ્રમોની ભાંજગડ દૂર કરી શકાય છે

૧૧ કર્મના ઉદય વખતે જીવને સમતા રહેવી એ જીવનુ લઘુ-કર્મીપણુ સૂચવે છે!

૧૨. હસતા બાંધેલા કર્મો ભોગવતાં રડવાથી છુટતા નથી, માટ કર્મ બાધતા પહેલા સાવધાન થાઓ!!!

૧૩ 'કમ્મે સૂરા તે ધમ્મે સૂરા' ધર્મની આરાધના શૂરવીરપણુ કરે ત્યારે આ કહેવતનુ ચરિતાર્થપણ થાય છે એ ધ્યાનમા રાખો!

૧૪ સત્સમાગમથી સન્માર્ગ પામી ગયા અને કલ્યાણ સાધી ગયા તેમા દૃઢ પ્રહારી-ચિલાતિ પુત્ર વિગેરે ઘણાઓના દાખલા મોજુદ છે.

૧૫ ખરાબના સસર્ગથી અનેક જીવોએ પોતાનુ જીવન ધૂળધાણી કરી નાખ્યુ, જુઓ! નળ અને પાડોના દાખલો આ ખરાબ સસર્ગનુ પ્રતીક છે.

૧૬ સત્પુરૂષોનો સમાગમ કરો! અને દુષ્ટોનો સમાગમ મ કરો! આ સામાન્ય કથનને જીવનમા 'ઓતપ્રોત બનાવો'! આથી સ્પષ્ટ થાય છે કે-સજ્જનનો સસર્ગ થવો એ મોક્ષ નગર પહોંચવાની ટીકીટ છે

૧૮ આવ મનને ઉપવનાગ જો પ્રભુ આજ્ઞાના લોપક છે

૧૯ પ્રતિબોધ કરનારે નવીન ધર્મ પામનાર આત્માના જીવને પ્રથમ ધર્મ-કથાનુયોગની વાસિત કરવો, પણ દ્રવ્ય-ચરણ અનુયોગ નવીનોને જલ્દી અનર્થ કરતા નથી

## ભાવ-સમ્યક્ત્વ ક્યારે પમાય

શાસ્ત્રકાર મહારાજા શ્રી કલિકાલ સર્વજ્ઞ શ્રીમાન્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ ભવ્ય જીવો ઉપકારને માટે ત્રિષષ્ઠી શલાકા પુરુષ ચરિત્રની રચના કરતા જણાવી ગયા કે મહાપુરુષોની સ્તુતિ-સ્તવના-ચરિત્ર અને તેમના વર્તનનું કથન એવું તે ખરેખર કલ્યાણનું અને મોક્ષનું સ્થાન છે આથીજ શાસ્ત્રકારના વચનો સ્પષ્ટ થાય છે કહ્યું છે કે- **महात्मना कीर्तनं हि श्रेयो निश्रेयसास्पदम्।** મહાપુરુષોનું કીર્તન કરના ! એના હૃદયની છે તેણમાં મહાપુરુષોના સમાગમની તીવ્ર અભિલાષા છે આપણે વિચારી ગયા કે દ્રવ્ય સમકિતની પ્રાપ્તિ પણ દેવ ગુરુના સમાગમથી થાય છે સમાગમની ભાવરૂપ સમ્યક્ત્વની પ્રાપ્તિ અને ટકાવ તેને આભારી છે

દ્રવ્ય સમ્યક્ત્વમાં આત્મા દેવ-ગુરુ-ધર્મને દેખા દેખીથી માને છે, જ્યારે ભાવ સમ્યક્ત્વ તેના સ્વરૂપને સમજી, તેને ઓળખી, પછી દેવગુરુધર્મને માને છે દેવગુરુ અને ધર્મ આપણને ભયંકરપણામાંથી બચાવનાર છે, તે સમજાય તો ભાવ સમ્યક્ત્વ આત્મામાં આવ્યું છે એમ કહી શકાય ' માની શકાય ' આપણી જીંદગીમાં આપણે ગેરલ્યુ-ગેરલ્યુ શરણું ક્યું ! માન કર્યું !, છતા પણ આ આત્મામાં મેં જાણ્યુ આવ્યુ નથી કે તે દેવાદિ તજે ભયંકરપણે ટાળનાર છે તો બીજી જીંદગીમાં શી રીતે થયું હશે ? ખરેખર આવી જીનની જીંદગીઓ આપણી વિતિ થઇ ગઇ, તેમાં આપણને દેવાદિક મળ્યા પણ ખરા, પણ ભયંકરપણાની ટાળનારથી બચાવનાર જો કોઈ હોય તો તે ત્રણ તત્ત્વોજ છે તે સિવાય કોઈ બચાવનાર નથી આ ખ્યાલમાં આવશે ત્યારે ભાવ સમ્યક્ત્વ પ્રાપ્ત થશે

## દ્રવ્ય સમ્યક્ત્વ ભાવસમ્યક્ત્વનું કારણ છે

દ્રવ્ય સમ્યક્ત્વ તો જીવને અનંતી વખત આવી ગયા છે ભાવસમ્યક્ત્વ જ્યારે તે દ્રવ્ય સમ્યક્ત્વથીજ આવવાનું છે, તે સિવાય આવનાર નહિ તે ચોક્કસ સમજજો !!! દ્રવ્યને છોડીને ભાવસમ્યક્ત્વ પામનો નથી એટલાજ માટે જ્ઞાનીઓએ આપણને-દેવ પૂજન, દર્શન, આવશ્યક ક્રિયા, કાયમ કરવા જણાવ્યું તેમ કરતા કરતા કોઇ વખતે ભાવ આવી જશે તો બેડો પાર !!! પણ તે કર્યા સિવાય ભાવ આવવાનો સંભવ નથી માટે દ્રવ્ય ક્રિયા તેને અવશ્ય વળગી રહેવું જોઇએ તેમાં અધ્યાત્મવાદને આગળ કરી નમો ક્રિયતિ છે । વા માગો તે આવી શકે તેમ નથી ।।

## અધ્યાત્મવાદીઓની ઉંધી માન્યતા

અધ્યાત્મીઓ કહે કે—આત્મામાં મળ્યુ છે, વહેલું મોડું આત્મામાથી પ્રગટ થશે, સ્થીતિ પાકશે ત્યારે એની મેળાએ શ્રદ્ધાદિ થઇ જશે, પણ તે બધું માનવું ભૂલ ભરેલું છે !!! કારણ કે ક્રિયા કરતા કરતા શ્રદ્ધા તથા રસ આવશે તો આત્મ સ્વરૂપ પ્રગટ થશે પણ જે ક્રિયા કરતો નથી, અને એમ કહે કે બધું એમને એમ પ્રગટ થઈ જશે, તે માની શકાય નહિ કારણ કે—'જલ પેસી કર પગ ન હલાવે તારૂ તે કેમ તરશેરે' એક જબરજસ્ત તારૂ છે, તરવાવાળો છે, તરવાનું જ્ઞાન સારી રીતે જાણે છે, છતા પણ તે જો જળમાં પેસીને, હાથ પગ ન હલાવે તો કેવી રીતે તરી શકે ? તે વિચારો ! અર્થાત્ ક્રિયા વગર તરી શકશે નહિ ભાવ સમ્યક્ત્વ તે દ્રવ્યથીજ પામી શકાય છે, જેઓ ભાવ સમ્યક્ત્વ પામ્યા છે અગર તો આગળ ઉપર જેઓ ભાવ સમ્યક્ત્વ પામવાના, તે બધા દ્રવ્ય સમ્યક્ત્વ દ્વારાએજ પામવાના છે લોઢાનો પાટડો ઘણના ઘાથી નથી તુટ્યો ! પણ તે પાટડો તુટવાનો હશે, ત્યારે લોખંડના ઘાણથીજ તુટવાનો છે એ ચોક્કસ ! ઘાણના ઘા વગર લોઢાનો પાટડો તુટવાનો નથી તેમ આ જીવને દ્રવ્ય સમ્યક્ત્વ અનંતી વખત નકામું ગયું પણ ભાવ સમ્યક્ત્વ આવશે તે દ્રવ્ય સમ્યક્ત્વથીજ આવશે

## ક્રિયા અને જ્ઞાન બન્ને જરૂરી

ક્રિયા અને જ્ઞાન બન્ને જરૂરના છે, એ પણ જણાવ્યું છે તત્ત્વાર્થકાર શ્રી ઉમાસ્વાતિ વાચકવર્ય મહારાજશ્રી તત્ત્વાર્થ સૂત્રની રચના કરતા થકા જણાવે છે કે—"**ज्ञान क्रियाभ्यां मोक्ष**" જ્ઞાન અને ક્રિયા

કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે ભવિતવ્યતા એ સત્પુરૂષોનો સમાગમ મેળવી આપે છે તે સત્પુરૂષના વર્તનની શુદ્ધતા પછી જણાય

## ભવિતવ્યતાનું કામ

ભવિતવ્યતા જો માર્ગપણું કાર્ય કરી આપતી હોય તો તે એકજ કે સત્પુરૂષનો મેળાપ કરી દેવો ભવિતવ્યતાનો એ વખત નથી એવા સારા માણસના સમાગમમાં મેળી દે પછી જેવું તમારૂં કર્મ ! જગતમાં એવું પણ બને છે કે હાથમાં હીરો આવ્યો હોય તો પણ નસીબમાં ન હોય તો ચાલ્યો જાય છે ભવિતવ્યતાએ મેળવી દીધો પણ તેનું ફળ તમારે ભોગવવાનું નહીં લખેલ જેથી તમે તેનું ફળ ભોગવી શક્યા નહિ લઇ શક્યા નહિ, તો ભવિતવ્યતા સત્ સમાગમમાં મેળવી દે ખરાબ કરવું હોય તો ખરાબના સમાગમમાં આ જીવને નાખી દે છે ને સારૂં કરવું હોય તો ભવિતવ્યતા સારાનો સંસર્ગ મેળવી આપે છે ત્યાં ભવિતવ્યતા પોતે સફળ થઇ જાય છે અહીં એ વાત જાણવી મળી ગયા અમુક મહાપુરૂષ મળ્યા તેથી અમુક જીવનો ઉદ્ધાર થયો તેથી તે ઉપર માણે આવ્યો ચડ્યો, આવા દૃષ્ટાંતો જૈન શાસ્ત્રમાં ઘણા છે કે મહાપુરૂષના સંસર્ગથી અમુક અમુક જીવનો ઉદ્ધાર થયો

જુઓ—જમાનક કેવળી જે થયા તેઓને પ્રથમ પૂર્વભવમાં આચાર્યનો સંસર્ગ થાય છે તે તેમની પાસેથી ધર્મદેશના સાંભળી સમ્યક્ત્વ અંગીકાર કરે છે, તે પછી ચારિત્ર અંગીકાર કરી કેવળી થયા છે

સમવાદિત્ય કેવળીનો પૂર્વ ભવ સાધુસમાગમ હતો, તેમની પાસે તેઓ ગયા અને વૈરાગ્યનું કારણ પૂછ્યું ત્યારબાદ પોતાને પણ સમકીત આદિની પ્રાપ્તિ થઇ છે ને અંતે ચારિત્ર અંગીકાર કરી મોક્ષે ગયા છે

હરિબલ મચ્છીના જીવને સાધુ સમાગમ થયો અને તેમની પાસેથી જેમ જીવ પ્રથમ જે જાળમાં આવે તેને ન મારવા એવો અભિગ્રહ લીધો ત્યાર પછી તેની ચડતી દશા થઇ

કુમારપાળ રાજા હેમચંદ્રાચાર્યના સંસર્ગમાં આવ્યા પછી ધર્મની પ્રાપ્તિવાળો થયો. પ્રભુ તીર્થંકર મહારાજ સરખાના જીવો તથા અન્ય જીવો ગણાય છે તેમને પણ શરૂઆત સત્પુરૂષના સમાગમથી થઇ છે

પ્રથમ નયસારના ભવથીજ મહાવીર સ્વામી ભગવાનના જીવને એ સમાગમ થયો હતો ભવિતવ્યતાએ તીર્થંકર બનાવવા માટે સત્પુરૂષનો સમાગમ કરાવ્યો.

## તીર્થંકર થનાર જીવની ઉચ્ચ ભાવનાઓ

તીર્થંકર થનાર જીવને એવી ઉત્કૃષ્ટ ભાવના હોય છે કે—'સવિ જીવ કરૂં શાસન રસી' એવી ભાવ દયા ચિંતવી દુનીયાના સઘળા જીવોને જૈનશાસનના રસીક બનાવું ! તેમનો ઉદ્ધાર કરૂં આવી દુનીયાના જીવો ઉપર ભાવદયા હોય છે જો કે આખી દુનીયા કોઇ દિવસ જૈન ધર્મમય બનવાની નથી, છતાં પણ એ ઉત્તમ જીવોની ભાવના એવી ઉત્તમ હોય છે કે—અનાદિ કાળથી આ બિચારા અનાથ જીવો વિતરાગના ધર્મ વિના ભવમાં ભટકી રહ્યા છે તેઓને સાચો વીતરાગ ધર્મ પમાડી તેના આત્માનો ઉદ્ધાર કરનારો થાઉં ' આવી તમામ જીવો પ્રત્યે ભાવ દયાવાળા હોય છે સત્પુરૂષના સમાગમથી સર્વ કંઇ પ્રાપ્ત થાય છે

ધર્મ ઘોષ સૂરિએ ધના સાર્થવાહને જે દેખ્યો તે મેળાપ ભવિતવ્યતાના સંજોગે તેઓ બંનેનો થયો છે તેનાથી તે જીવનો ઉદ્ધાર થવાનો છે આથી સમજ થયો છે ભવિતવ્યતા માણસને જોડી આપે છે જો આત્માનો ઉદ્ધાર થવાનો ન હતે તો તેવા મહાપુરૂષનો સંસર્ગજ નહીં થતે, તે માટે કહ્યું પણ છે કે—

अघटितघटितानि घटयति सुघटितघटितानि जर्जरीकुरुते । विधिरेव तानि घटयति यानि पुमान्नैव चिंतयति ॥१॥

# સ્વ૦ આગમોદ્ધારકની અમાઘ-દેશના. ૧

નોધ—પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ આગમોદ્ધારક સ્વ૦ ગુરૂદેવ શ્રીઆનન્દસાગરસૂરીશ્વરજીનુ શિષ્ય પ્રશિષ્યાદિ બહોળા પરિવાર સાથે જામનગર મુકામે ચાતુર્માસ કર્યું, ત્યારે તેઓશ્રીની સાથે પૂ મુનિશ્રીચન્દ્રસાગરજી (હાલમા પૂ આચાર્યદેવ શ્રી ચન્દ્રસાગરસૂરિજી) પણ હતા શાસન સચાલનમા યોગ્ય હિસ્સો આપવાના પરમ હેતુભૂત આકાંક્ષા હતી, અને છે, છતા તે વર્ષમા બાળદીક્ષાને રોકવા શ્રદ્ધાહીન યુવક વર્ગે કમ્મર કસી હતી આ પ્રગલ-પાપમય કાર્યવાહિનો પ્રારભ પણ વિ સ ૧૯૮૫ મા થયો હતો, અને તે વર્ષમા તે વિનાશક કાર્યવાહીનો સબળ સામનો કરીને સ્વ૦ પૂ આગમોદ્ધારકનુ ચાતુર્માસ પણ નિર્વિઘ્ને પરિપૂર્ણ સફળીભૂત થયુ આ આ અવસરે સ્વ પૂ શ્રી આગમોદ્ધારકશ્રીજીની અમોઘદેશનામા આગમના અમીઝરણા ઝરી રહ્યા હતા, છતા તેજ અરસામા હાલના પૂ આ શ્રીચન્દ્રસાગરજીને દીક્ષા લીધે લગભગ એક વર્ષ થયુ હતુ તેથી તેઓશ્રીની તે અમોઘ દેશનાના શ્રવણનો લાભ લેઇ શકતા નહોતા તેથી ભવિષ્યમા મ્હારે, મ્હારા સમુદાયને, અને સકળ સઘને આ દેશના વાચનનો લાભ થાય'તે હેતુથી અમોઘ-દેશનાનો સારાંશોની ઇ સ ૧૯૨૯ થી નોધ લેવરાવવાનો પ્રબધ કરાવ્યો હતો આથી વિ સ '૧૯૮૫ ના જામનગરના ચાતુર્માસમા આપેલી અમોઘ દેશનાના સારાશ ની નોધોને પ્રેસ કોપી રૂપે (મુદ્રણ કરાવવા માટે) તૈયાર કરાવીને ઉજ્જૈન 'શ્રીચન્દ્રાનન્દલક્ષ્મી ચિત્કોષ'-પ્રધાન સચાલક શા ગેંદાલાલ હીરાલાલ હસ્તક સુપરત કરવામા આવી હતી પૂ આ શ્રીચન્દ્રસાગરસૂરિજીની પ્રેરણાથી આ દેશનાઓ તે ભડારના (ઉજ્જૈન ચન્દ્રાન દ લક્ષ્મી ચિત્કોષના) વ્યવસ્થાપક પાસેથી મેળવીને, વાચકો રસપૂર્વક વાચી શકે તે હેતુથી પૂ આ શ્રી ચન્દ્રસાગરસૂરિજી પાસે પેરેગ્રાફાદિ સુધારા વધારા સાથે તે દેશનાઓ તૈયાર કરાવીને અત્ર અપાય છે, છતા સ્વ૦ દેશનાકારના આશય વિરૂદ્ધ શબ્દાદિની નોધ લેવાઇ ગઇ હોય તે વિવેકિયો વિવેક પૂર્વક સુધારીને વાચે એવી અમારી સાદર ભલામણ છે કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજીએ રચેલા ત્રિષષ્ઠીશલાકાપુરૂષચરિત્રના પ્રથમ પર્વના પ્રથમ સર્ગના શ્લો ૧૫૩ ઉપર અમોઘદેશનાઓની અમૃતવૃષ્ટિ વરસાવી છે તેનો સારભૂત સચય અત્ર અપાય છે લિ તન્ત્રી]

## દેશનાના દિવ્ય-અવતરણો.

૧ જીવમા મોક્ષ માટેની લાયકાત કોઈ નવી કરી શકે તેમ નથી.

૨ કારીગરો પણ યોગ્યતાવાળા પદાર્થોના ઘાટ ઘડે છે, પરતુ યોગ્યતા વગરના પદાર્થોના ઘાટ ઘડવાની મહેનત તેઓ પણ કરતા નથી

૩ લીલા તૃણમાથી અને લીલા લાકડામાથી ક્રમે કરીને તેલ કે મૂર્તિ બની, શકતીજ નથી, કારણ કે તેલ અગર મૂર્તિ બનવાને યોગ્ય અવસ્થાવાળા તે પદાર્થો નથી

૪ ભવ્યત્વની પરિપક્વતામા દેશનાની અસર થાય છે, અર્થાત્ બોધ પમાય છે

૫ નીસરણી ચઢનાર ક્રમે ક્રમે પગથીયા ચઢે છે, એટલે મ કાનના મેડા ઉપર પહોચવાની તૈયારીમા લાગવા ભરે છે, અને હજુ મેડે પહો

થો ન હોય પણ એકનાનુ ક્રમશ કાર્ય મોક્ષે પહોંચાડે છે

૬ દ્રવ્યલિંગો એ મોક્ષમહેલની નીસરણી છે.

૭ તર્કો અને ચર્ચા એ હથોડાનુ સ્થાન નથી, પણ હથોડો બનાવવાના મારેના લાકડાને પરીપક્વ બનાવવામા તે તર્કો-ચર્ચા મદદ-ભૂત છે

૮. પગથીઆ દ્વારા મેડા ઉપર જવાય, તેમ દ્રવ્યલિંગદ્વારા ભાવલિંગની પ્રાપ્તિ અને મુક્તિની પ્રાપ્તિ થાય છે

૯ ઉંચી પરિણતિવાળો આનક છેવટે બારમે દેવલોક જાય છે, અને જીવ અનતીવખત નવગ્રૈવેયકે જાય છે તેનુ કારણ શુ ? તે સમજતા શીખો !

૧૦ અનતી વખત દ્રવ્ય સાધુપણુ એ અનતી વખત નવગ્રૈવેયકે જવાનું કારણ છે

૧૧. ભાવલિંગ આઠ વખતથી વધુ ન હોય એટલે ભાવલિંગની આરાધના આઠ ભવથી વધુ વખત ન હોય

૧૨ આપણને જે પત્થર જેવુ કઠણ લાગે છે, તે પુણ્યાત્માઓને પલળેલા માટીના ઢેફા જેવુ કોમલ લાગે છે, તેથીજ નિર્ણય કરવો પડે છે કે તે પુણ્યાત્માને પૂર્વની આરાધના છે

૧૩ માતાના પ્રેમના તતુઓને કાપવા માટે વજસ્વામી કાતીલ કાતર રૂપ રૂદન શરૂ કરે છે

૧૪ મોહનો સદતર નાશ કરવા જે છ માસ સુધી રૂદન કર્યું એ બાળ વજસ્વામીના અસાધારણની પરાકાષ્ઠા છે

૧૫ સારા શકુન જો ને સચિત્ત-અચિત્ત જે મળે તે લાવજો એવુ અવસરે પૂ ગુરુમહારાજ મુનિશ્રી ધનગિરિજીને જણાવે છે

૧૬. દુનિયાએ પાઘડી-ટોપીમા આબરૂ માની છે, અને સાધુઓએ તો પહેલેથી ઉતારી છે

૧૭ જોળાને સાધુ કોઈ પામે છે, પણ બીજા તે બન્ને ગદાવક થનારા કેટલા ?

૧૮ વજસ્વામી મોટા થયા, અને માતાને મોહ છોડ્યો !

૧૯ આ ભાગમા ગુરુવચન એજ શાસ્ત્રના નાસ્તિનિર્વિભાગ છે

૨૦ છતા કાચ ધાગીન કે જનાર જેવી દશા શ્રીવજસ્વામીની માતાની થઈ

૨૧ ધર્મનુ શિક્ષણ શીખવાનુ પડે છે, પરંતુ મોહનુ શિક્ષણ તો અનાદિકાળથી આ આત્મા શીખીને આવ્યો છે

૨૨ ધન સાર્થવાહના ભવ્યત્વને શ્રી ધર્મ-ઘોષસૂરિજી દેશનાદ્વારે પરિપક્વ કરે છે

तत्र तावद्दानधर्मस्त्रिप्रकार प्रकीर्त्तित ।

ज्ञानदानाभयदान-धर्मोपग्रहदानत ॥

પર્વ-૧ લુ સર્ગ-૧-શ્લોક ૧૫૪

## ભવ્યત્વ પરિપકવ થયા વિના સિદ્ધિ નથી

શાસ્ત્રકાર-મહારાજા-કલિકાલ-સર્વજ્ઞ-ભગવાન શ્રીહેમચન્દ્રસૂરીશ્વરજી ભવ્યજીવોના હિતના માટે શ્રી ત્રિષષ્ઠી શલાકા પુરુષ ચરિત્રની રચના કરે છે, અને તે પર્વના પ્રથમ સર્ગમા ધર્મ ઘોષસૂરિજી ધર્મદેશના દે છે, તે સ્થળે દાનના પ્રકારો જણાવે છે

ધન્નાસાર્થવાહની (શ્રી ઋષભદેવજી ભગવાનના જીવની) અનાદિની કાચી ગાઠ શ્રીધર્મઘોષ સૂરીજીની વીતરાગ પ્રણીત વાણીથી પાકી ગઈ મોક્ષ માર્ગની લાયકાત કોઇ નવી કરી શકે તેમ નથી શ્રીતીર્થંકરદેવ પણ અભવીને ભવી શકે તેમ નથી કુભાર, સુતાર, ઘડાટ ઘાટ ઘડે

પણ ઘડાવાની લાયકાત તો માટી-લાકડા-પત્થરમાં સ્વતઃજ હોય છે ઘણી તેલ કાઢે પણ તે તલમાંથી, રેતમાંથી નહિ! પૂ. શ્રીતીર્થંકરદેવ, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, અને શ્રાવકની પણ કારીગીરી ભવ્યજીવો ઉપરજ ચાલે છે, અભવ્ય જીવ ઉપર નહિ! તલમાંથી તેલ નીકળે પછી તે તલ ગમે તે ખેતરના હોય, અને ગમે તે ઘાંચીના હાથમાં આવે, ગમે તે લાકડું અને ગમે તે પત્થર હોય, પણ હુશીયાર સુતાર-ગાટના હાથમાં આવે તો તેની મૂર્તિ બની જાય અહીં એ પ્રશ્ન થશે કે પૂ. ગણધર-આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ મળે ત્યારે ભવ્ય-જીવને પ્રતિબોધ થવોજ જોઇએ, છતાં તેમ થતું નથી?, આનું કારણ શું?, આ પ્રશ્નના જવાબમાં કહેવું પડશે કે યોગ્યતાનો અભાવ છે

તલમાંથી પણ તેલ ક્યારે નીકળે?, સુકાયેલા તલમાંથી તેલ નીકળે છે, પણ લીલા તલમાંથી તો રસ નીકળે, તેલ ન નીકળે તેને તો શું! તનમાંથી નીકળે છે લીલાવાળાના અથવા ખાણમાંથી નીકળેલા તરતના પત્થરનો ઘાટ ન ઘડાય, તેનો ઘાટ સીધો કરો તોયે વાંકો થઇ જાય લીલા પત્થરનો થાભનો કરતા વળી જાય પત્થર પણ રૂઢા થયા પછી તેનો યોગ્ય ઘાટ ઘડાય છે લાકડું સુકાયા પછીજ તેના યોગ્ય આકાર કરવામાં આવે છે અને તલ સુકાયા પછીજ તેમાંથી તલ નીકળે છે તાત્પર્ય એ છે કે કાર્ય સિદ્ધિમાં દરેક દરેક પદાર્થોમાં પરિપકવદશાની પરમ આવશ્યકતા છે જીવ ભવ્ય છતાં પણ જીવનું ભવ્યત્વ પરિપકવ ન થાય, ત્યાંસુધી પૂ. શ્રીતીર્થંકર, ગણધર વિગેરેનો આપેલો બોધ પણ ઇચ્છીત ફળ આપી શકતો નથી

## વીંધાયેલા મોતીનો મેલ કાઢવા સોય ન જોઇએ, સળી ચાલે!

જીવોને ભવ્યત્વની પરિપકવતા થવી જોઇએ. કોઈ જીવ પહેલી દેશનામાં બોધ પામે છે? બીજી, ત્રીજી, અનંતી દેશનાના નિમિત્તથી કોઇ કોઇ જીવોના ભવ્યત્વ પરિપકવ પામે છે નીસરણી ચડનાર જેમ પગથીયા ચડે તેમ મેડો ભલે પામે નહિ, પણ મેડાની નજીક તો જરૂર જાય છે 'ન મળ્યા રામ અને ન મળી માયા એવું પણ થાય,' પણ એમ કરવાથીજ ક્રમે ક્રમે મેડે પહોંચી શકાય છે એમ શ્રીહરિભદ્રસૂરીશ્વરજી કહે છે જીવોને ભવ્યત્વનો પરિપાક થતાં અનંતા ભવો લેવા પડે છે, અને અનેક દ્રવ્યલિંગો લેવા પડે છે એ દ્રવ્યલિંગો એજ, નીસરણી (મોક્ષની સીડી) છે તડકો, વરસાદ એ કાંઈ કબાટનું કારણ નથી પણ લાકડું પાકું થવામાં તો એ મદદભૂત છે પગથીયા દ્વારાએ મેડીએ જવાય છે, તેમ દ્રવ્યલિંગ દ્વારાજ ભાવલિંગની પ્રાપ્તિ થાય છે અને તેથીજ મુક્તિએ પહોંચાય છે આ જીવ ગ્રૈવેયકે અનંતી વખત જઇ આવ્યો. ઉંચી પરિણતિવાળો શ્રાવક ઉંચામાં ઉંચે બારમા દેવલોક સુધી જઇ શકે છે ત્યારે નવ ગ્રૈવેયકે ગયો ક્યાથી? સિદ્ધ થાય છે કે અનંતી વખત સાધુપણું લીધું માટે અનંતી વખત, નવગ્રૈવેયકે ગયો ભાવલિંગ તો આઠથી વધારે વખત હોયજ નહિ ચારિત્રની, જ્ઞાનની અને સમ્યકત્વની આઠ વખતથી વધારે આરાધના ન હોય. અનંતી વખતની આરાધના દ્રવ્યલિંગમાં ગઈ ભાવલિંગની આરાધના આઠ ભવથી વધારે વખતની હોયજ નહિ આઠ ભવ સિવાયના બધા ભવો દ્રવ્યલિંગના ભવો સમજવા આની પરિક્ષા તો સૌ પોત પોતાના આત્માથી કરી શકે

છે ભણેલો માંદો પડે, મગજે ગરમી ચઢી ગઈ, તે વખતે તે માને મા અને બાયડીને બાયડી તરીકે નથી ઓળખતો આવી તે શું તાવ ઉતરે ત્યારે પાછો ફરી એકડે એકથી ભણે છે ? ના ! તાવને લીધે સાન ભાન દબાઇ ગયું હતુ એ વાત ખરી ! તેવી રીતે આ જીવને જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધનાની પાછી લાયકાત અનુકુલ સયોગોમા જરૂર આવી જાય ચઢતી (ઊંચી) આરાધના થાય તો પહેલાના ભવોની આરાધના ખરી અને નહિ તો નહિ શ્રી મહાવીર મહારાજનો જીવ કઇ વખત નિગોદમા, વનસ્પતિ વિગેરેમા ગયો કે જેનો પત્તો ન મળે, પણ બહાર નીકળ્યો કે પાછો ચારિત્ર માટે તૈયાર ! મોતી એક વખત વીંધાયુ બાદ તેમા મેલ ભરાય પણ પછી તે મેલ કાઢવાને સોયની જરૂર ન પડે સળીથી એ મેલ નીકળે

## જન્મતાંજ માતાને કંટાળો આપવા કાયમ રોવાનો નિર્ણય ક્યારે થાય ?

“આપણે તો હજી એકડે એકમા છીએ કક્કો ઘુટીએ છીએ આરાધનાવાળો જીવ તરતજ પ્રતિબોધ પામી જાય જન્મ થયા પછી સયોગ મળતા દીક્ષાનો વિચાર જેને થાય તેની પૂર્વની કેટલી આરાધના હોય આપણને જે મહાન જેવું દેખાય તે તે પુણ્યાત્માને સ્હેલુ અને પ્રમોદ દાયક લાગે 'દીક્ષા' શબ્દ સાભળીને જન્મ દીવસથીજ વજ્રકુમારની શી ભાવના થઇ ? વૈરાગ્ય જન્મ દીવસેજ જાગ્યો અને તેના સરક્ષણ માટેજ માતાના રાગનો નાશ કરવા શું વિચાર્યું ? રે રે કરવુ ! જન્મતાજ એ બાળકે રોઇ રોઇને માતાને કંટાળો આપવાનો નિર્ણય કર્યો ! વજ્રસ્વામી (એ બાળક) વિચારે છે કે-વિરાગીએ રાગીઓ માટે વજ્રહૃદયના થવુ જોઇએ એવુ એ બાળક વિચારે છે કે મારે તો માતાની સાથે કાંઇ લેવા દેવા નથી પણ તેણી (માતા) મને છોડે કેમ ? તમે જાણો છો કે ધનગિરિજી (વજ્રનો પિતા) એ તો દીક્ષા લીધેલી છે આ બાઇને તો આ બાલક એજ આધાર છે આ બાલક તો માતાના પ્રેમના તંતુઓને કાતરવા માટે આવી કાતીલ કાતર ખોળી (શોધી) કાઢે છે આપણે આટલા મોટા પણ પ્રેમના તંતુઓને કાતરવા તેવી કાતર શોધી શકતા નથી જેમ આજ કાલ અસહકારવાદીઓ પોતે દુ:ખ વેઠીને આગળ વધે છે, તેમ આ બાળકે જન્મથીજ રોવા માંડયુ કડવી દવાના ઘુટડા કેમ ઉતાર્યે જતો હશે ! એ વજ્ર શિશુ રોતો રહેતોજ નથી આ તાજા જન્મેલા બાળકે મોહની મોહકાણું માંડવા–એટલે કે એનો મહતર મહાર કરવા છ છ માસ પર્યંત રોયાજ કર્યું એક કલાક તો રોઇ જુઓ ! બાળક રૂએ એટલે મા તો તેને દર્દ થતુ માની કેટલીયે જાતની કડવી દવા પાય ? પરાણે પાય ! મો ફાડીને, વેલણ ઘાલીને પાય ! આ બધુ કેવી રીતે સહ્યુ હશે ? છ મહીના રોતા સાદ પણ બેસી જાય હાથ પગ પણ પછાડવા પડયા હશે ? કમળના ફુલ જેવા કોમલ બચ્ચાની શી દશા હશે ? ચારિત્રની કેટલી ધૂન લાગી હશે ! પ્રવ્રજ્યાનો કેવો રંગ લાગ્યો હશે ? રોવુ–કાયમ રોવુ શા માટે ? મા કંટાળે અને પોતાને તજી દે એજ એક ઉદ્દેશને ?

## ઝોળીમા પડતાજ ચૂપ શાથી ?

માને કાયર કાયર કરી નાખવાનુ, ત્રાહિ ત્રાહિ પોકારાવવાનુ, જન્મતાની સાથે છોકરો શરૂ કરે એ તેની ચારિત્ર લેવા માટેની કેટલી તીવ્ર ધગશ ! ભવિતવ્યતા કોઇ ઓરજ ચીજ છે દીક્ષા લીધા પછી બાર વર્ષ સુધી પોતાના

ગામમા ન અવાય છના તેઓ પોતાના પૂ ગુરૂ આચાર્ય મહારાજ સાથે ધનગિરિ આવ્યા શકુન સારા થતા, ગોચરી જતા; પૂ આચાર્ય મહારાજે પોતાના શિષ્ય શ્રી ધનગિરિજીને કહ્યુ કે સચિત્ત-અચિત્ત જે મળે તે લઇ લેજો મુનિશ્રી ધનગિરિ ફરતા ફરતા પોતાનેજ ઘેર આવી ચડ્યા બાલક વજ્ર (વજ્ર હૃદયવાળુ બાલક) અસ્ખલિતપણે રોયાજ કરે છે, કેમકે તેની રોવાની કાઇ મુદત નહોતી કાર્યસિદ્ધિ પર્યંત રોવાનો નિર્ણય હતો ધનગિરિજી વહોરવા આવ્યા છે બાલક રડ્યા કરે છે અને તેથી ગોચરી દઈ શકાતી નથી માતા ખૂબ કટાળી હતી, અકળાઈ હતી 'આ છોકરાએ તો મ્હારો જીવ લીધો, લઇ જાઓ તમે !' એમ કહી જો કે પોતાનો (માતાનો) ત્યાગભાવ નથી, છતા છોકરાને પાત્રામા વહોરાવી દીધો

'અણી ચૂક્યો સો વર્ષ જીવે' વળી સંસારનું સ્વરૂપ સ્પષ્ટ છે માતાને પાચ સાત રાત્રોના ઉજાગરા થાય તો તરત કહે કે-'આ તો મરતોય નથી અને માચોય મૂકતો નથી' આ અનુભવ કોને નથી ? સૌ કાઇ ગરજીજ કાર્ય કરે છે, છોકરાને આખી મીલકત અપાય અને છોકરીને બે પાચ હજાર પણ નહિ તેનુ કારણ શુ ? છોકરી માટે 'આ તો પારકુ ધન' એવી ગણત્રી છે બધે સ્વાર્થનીજ બાજી-સ્વાર્થની બાજીજ ખેલાય છે ભલે છોકરો હોય, પણ જ્યા તે માદો પડે, અને તેની માદગીની લીધે બે પાચ દહાડાના ઉજાગરા થાય, તો મા, બાપ, માસુ, સસરો, કાકી-કાકો, મામી-મામો, બધા તરત બોલી ઉઠે કે-'આ તો આપણો જીવ લેવા આવ્યો છે' તુરતના જન્મેલા વજ્રે માતાને તોબા તોબા પોકરાવી આ સબધમાં ગુર્જર ભાષાની કહેવત અખો કહે છે-'લેવા જાય છે નવી પ ; પેટ પડયા તે લે ભોગવી'

સૌ કોઇ સ્વાર્થનેજ લઇને સુખ દુ ખ ભોગવે છે ધનગિરિ છે સાધુ પણ પોતાની પૂર્વાશ્રમની પત્નીને સારી રીતે ઓળખે છે તેથી કહ્યુ કે-'મારે નથી જોઇતો' મોહનો એક છાટો રહ્યો હોત તો શુ થાત ? ધનગિરિજી કહે છે-'તારો ભરૂસો શો ? કાલે સવારે તું ફરી જાય તો ?' ધણી ચરિત્રના રગે કેવો રગાયો હશે ? વિચારો ! ધણી ધણીઆણીની તકરારમા સાક્ષી હોય ? ધણી ધણીઆણી હતા ત્યારે ન હોય અત્યારે એ સબધ નથી ભાવનગરનો દાખલો ટ્યો ! દુનિયામા તમે કેટલુ કલ્યાણ કરો છો તે જાણીએ છીએ આ કોણ છે ? મારી બેન છે જોઇને બોલો ! જોઇનેજ બોલો છું ! સ્ત્રી હતી ત્યારે હતી ! અત્યારે નહિ ! દિવાને દીક્ષા માટે તરતજ રજા આપી દીધી દુનિયાની આબરૂ પાઘડી ટોપીની છે તે સાધુએ તો પહેલેથીજ ઉતારી નાખી છે સાક્ષી લેવાણી છતા છોકરો રોતો રહેતોજ નથી ચુપ રહી જાય તો કેસ બગડી જાય અને પછી તો મા આપે પણ નહિ ગુરૂ આવ્યા દિક્ષાની વાત થાય છે સાક્ષી બોલાવ્યા સાક્ષી લેવાણી છતા છોકરો રોતો રહેતો નથી, પણ માતાએ તે છોકરાને જેવો ઝોળીમા નાખ્યો કે તરત ચૂપ થઈ ગયો. આથી માતાને કેટલો રોષ આવ્યો હશે ! શી દશા ! આથીજ ગુરૂએ પહેલા સોપ્યો શય્યાતરને ઘેર ! તમે જણેલાને પાળો છો તો દીક્ષા લેનારને સહાયક તરીકે ન પાળો ? શય્યાતર પણ પહેલા પાળેલ છોકરાને ધવરાવે, ખવરાવે, પછી પોતાના છોકરાને કઈ દશા ? વજ્રસ્વામીની ભાગ્યવાન દશા તો એક બાજુ, પણ શય્યાતરની કેવી ભાગ્યવાન દશા !

## અનતા દ્રવ્યલિગ એજ ભાવલિગના કારણુ છે

એ બાલકને ગુરૂ મહારાજાએ દીક્ષા તો ત્રણ વર્ષ બાદ આપી છે, પણ તે પહેલા એ બાલક અગીયાર અગ ભણી ગયો સાધ્વીઓ ભણે અને તેનુ જ્ઞાન ઘોડીયામા સૂતા સૂતા શ્રી વજસ્વામીજીને થયુ વજ મોટો થયો એટલે માતાને મોહ ઉછળ્યો આપ્યો હતો કઇ દષ્ટિએ ? બાલક રોતો હતો તેથી પોતે છ મહીના સુધી હેરાન થઇ હતી, એટલે હવે ભલે એનો બાપ હેરાન થાય-ભલે તે સાધુ હેરાન થાય ધનગિરિએ આવા રોતા કકળતા બાલકને કેમ લીધો હશે ? નાનુ બાલક તો રૂએ કકળે, રાગો પણ થાય, ઝાડે જાય, મૂતરે, બધુ કરે આવા બાલકને શ્રી ધનગિરિજીએ કેમ વહોર્યો હશે ? ગુરૂએ કહ્યુ હતુ માટે ! ગુરૂ વચન એજ શાસ્ત્રના ઇશારા ! આ કારણે ધનગિરિજીએ એ કાઇ જોયુ નહિ જે મળ્યુ તે લઇને ગુરૂ પાસે આવ્યા હતા વજ મોટો થયો એટલે માતાની મનોવૃત્તિ પલટાણી તાબાનો ધાગીને આપીએ અને સોનાની નીકળે તે વખતે છાતી માથા કૂટાય ! કાચ ધારીને ફેકી દઇએ અને પછી માલમ પડે કે એ તો રતન હતું ત્યારે શી દશા થાય ? વજની માતાની પણ આ દશા થઈ, હવે માતા આવીને શય્યાતર પાસે પોતાના બાલકની માગણી ઉઘરાણી કરવા લાગી અને કહેવા લાગી, 'લાવો મારા છોકરાને ! જણનારી તો હુ છુ ને ! ગાયને વાછડી કે વાછડો આવે, તે ગાયનો કે આખલાનો ? ગુરૂએ પાઘડી ગધા સાક્ષીઓને બોલાવ્યા

સ્વારથીઓ સસાર અર, અમે થાશુ અણગાર,
અરેઆ સ્વારથીઓ સસાર !
સ્વારથમા મહુ કો ગરજાણુ,
પુત્રાદિક પરિવાર !
ગધેડાને ગરજે બાપુ કહેવાય,
પડે દીને કે માર ! અરે આ૦
ઘણાને દુખ મેં દીધા,
ઘણાના લોહી મે પીધા,
અનતા બાપ મે કીધા,
જન્મ તો આ મે ખોયો
અરે આ જન્મ મે ખોયો,
જુવાની તો દિવાની છે
અનાદિ કાળની ભૂલો સુધારો
(પુણ્યવિજય)

[ આ ઉપરનુ ગુર્જર ભાષાનુ કાવ્ય સ્વ૦ કર્પૂરવિજયજીના શિષ્ય મુનિશ્રી પુણ્યવિજયજી બોલ્યા હતા, કારણ કે વ્યાખ્યાનનો પ્રસગ સ્વાર્થની રમત ઉપર હતો તેથી અવસર ઉચીત બોલેલા શબ્દોની આ નોધ છે વિ તત્રી

પણ તેઓ આવે શાના ? આવ્યાજ નહિ ! રોગાણાયે નહિ ! દુનિયામા મોહને બોલાવવો પડતો નથી, ધર્મને બોલાવવો પડે છે સામાયિક, પ્રતિક્રમણ વિગેરે શીખવવા પડે છે, પણ મોહનુ શિક્ષણ આપવુ પડતુ નથી આખુ ગામ માતાના પક્ષમા ગયુ ફક્ત શય્યાતરે રોકડુ પરખાવ્યુ કે-'અમને તો ગુરૂ મહારાજે આપેલો છે માટે અમે તેનેજ આપીશુ '

આ તકરાર ધણી ધણીઆણીની હતી વાત વધીને રાજા પાસે ગઈ સઘે કહ્યુ કે આ છોકરો ગુરૂને સોપાયેલો છે, જેથી પાછો આપી શકાયજ નહિ રાજાએ બધા રમકડા હાજર રાખ્યા છતા તે છોકરો તે લેવાને એક ડગલુ પણ ખસતો કે ચસકતો નથી ગામ થાક્યુ, માતા સુનદા થાકી અને હવે બાપને બોલાવવાનો હક અપાયો બાપ પાસે માત્ર ઓઘો હતો બાપે બાલકને ઓઘો આપ્યો બાળકે તે

લીધો, માથે ચઢાવ્યો અને નાચ્યો આરાધના વાળાભવની કમાણી અવસરે કામ કરે છે, અને તે ધ્યાન બહાર ન રહે અનતી વખત દ્રવ્ય લિંગ થશે બાદ ભાવ સાધુપણું આવશે અનતી વખત દ્રવ્યલિંગે સાધુ પણુ લીધુ એ પ। ભાવલિંગનુ કારણુ મરુદેવા માતાનુ દ્રષ્ટાત તો મોટુ આશ્ચર્યજ ગણાય છે ધના માર્થવાહનુ ભવ્યત્વ ધર્મઘોષસૂરિજી કેવી રીતે પરિપકવ કરે છે તે વિચારીએ

મોક્ષે પર્યાયેણ ભવિષ્યતિ ઇતિ ભવ્ય ।

દરેક ભવ્ય જીવમા ભવ્યત્વ રહેલુ છે, યાવત મોક્ષ પામે ત્યા સુધી ભવ્યત્વ રહેવાનુ છે મોક્ષ પામે એટલે શુ ભવ્યત્વ જાય? પ્રશ્ન થશે કે ત્યારે શુ મોક્ષ પામે એટલે ભવિ અભવિ થઇ જાય? ના! માટીમા ઘડો તથા બીજમા અકુરો થવાની લાયકાત ખરી, પણુ ઘડો કે અકુરો થયા પછી તેમ થવાની કારણુ દશાજ રહેતી નથી ઘડો કે અકુરો થયા પછી ઘડા કે અકુરાને માટી-બીજ નણધનુ લાયકપણું કે નાલાયકપણું એવુ કશુ રહેતુંજ નથી લાયકપણું અને નાલાયકપણું ભવિષ્યની અપેક્ષાએ રહેલુ છે, પણ કાર્ય થઇ ગયા પછી એ પ્રશ્ન રહેતોજ નથી હિસાબ કરી આપ્યા પછી હિસાબ કરી શકે છે કે નહિ એ પ્રશ્નને અવકાશજ નથી ભવ્યત્વ એ ચીજ શી તે સમજો! ભવિષ્યતિ ઇતિ સિદ્ધિરૂપે થશે તે ભવિ મોક્ષ (સિદ્ધિ) પર્યાયેણ ભવિષ્યતિ ઇતિ ભવ્ય । ભવ્યત્વ સમજનારને મોક્ષની ઇચ્છા થવીજ જોઇએ મોક્ષની ઇચ્છા થાય તે તો જુદી વાત પણુ પોતાને મોક્ષ મળશે કે નહિ એવી શકા થાય તે પણુ ભવ્યજ હોય

## હેતુ-યુક્તિ દ્રષ્ટાતની જરૂર

અભવિને ભવ્યત્વાભવ્યત્વની શકાજ ન થાય કાન અને આખના અનુભવ વચ્ચે લાખ ગાડાનો ફરક છે કોઈ એમ કહે કે, 'ફલાણાને વાગ્યુ અને દોઢ શેર લોહી નીકળ્યુ ' આ વાત સાચી હોય, અરે! ડાકટરે ખુદે કહી હોય, પણુ તે સાભળતા ચીતરી ચઢતી નથી? જ્યારે લોહી નીકળતું હોય, નજરે જોતા પાશેર લોહી નીકળે તેટલુ સગી આંખે જોતા પણુ ચીતરી ચઢે છે એનું કારણુ શું? એનું કારણુ એજ કે આખે જોવુ અને કાને સાભળવું તેમા ફરક છે ભગવાનના વચનો આપણે સાચાજ માનીએ છીએ, પણુ જે વખતે વાત યુક્તિથી બેસે તે વખતની અસર કોઈ ઓરજ (જુદીજ) થાય છે પરમેશ્વરના વચનો કહેવામા હેતુ, યુક્તિ, દ્રષ્ટાત વિગેરે આટલા માટેજ છે એમ કહેવામા આવ્યુ કે, 'જેનું ધર્મમા મન હોય તેને દેવતા પણુ નમસ્કાર કરે છે' ધમ્મો મગલ મુક્કિટ્ઠં ધર્મ ઉત્કૃષ્ટ મગલ છે, આટલાજ સૂત્રમા શ્રદ્ધા થયા પછી દેવાવિ તં નમંસંતિ શા માટે કહ્યુ? જેમ કાને સાભળેલુ સાચુ માન્યુ હતું પણુ દેખવાથી અસર થાય તે જુદીજ તેમ હેતુ, યુક્તિ, દ્રષ્ટાતથી વિશેષ અસર થાય છે કાન (સાભળવુ) અને આખ (જોવું) એમા દેખીતો ફરક ચાર આગળનો છે, પણુ ખરેખર ફરક હજાર ગાઉનો છે હેતુ, યુક્તિ, દ્રષ્ટાતથી જે વાત જચે તે અપૂર્વ રીતિએ જચે છે કેટલીક વાતો એવી હોય કે જેમા હેતુ યુક્તિ, દ્રષ્ટાત ન લાગી શકે ત્યા આજ્ઞાથી માનવી પણુ જ્યા હેતુ, યુક્તિ તથા દ્રષ્ટાત

શ્રુતતા ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામિજી જણાવે છે કે-ભરત ચક્રવર્તિ છ ખંડ સાધીને અયોધ્યામા પ્રવેશ કરે છે, ત્યારે ચક્રરત્ન આયુધ શાળામા પ્રવેશ કરતું નથી તેથી ૯૮ ભાઇઓ પર આજ્ઞા માનવાનુ કહેવુ મોકલે છે

## સોનાની પાળીન્છરી પેટમા ખોમાય નહિ !

"સો શાણાઓનો એક મત હોય છે" આ કહેવત અહિ ચરિતાર્થ થાય છે પ્રભુ શ્રી આદિ નાથ ભગવાન પાસે પૂછવા આવેલા અઠ્ઠાણુ ભાઇઓ—પ્રભુના પુત્રોના વિચારો પહેલા ભલે ભિન્ન હોય પણ પરિણામે તેઓ તમામ એક વિચારવાળા થયા જ્યારે ભરત તરફથી સંદેશો મળ્યો ત્યારે એનો ઉત્તર તો પાળવોજ જોઇએને ! અલ્ટીમેટમ મળે ત્યારે બેમાથી એક વાત સ્વીકારવીજ જોઇએ ! વળી પિતૃવત્ જ્યેષ્ઠભ્રાતા મોટા ભાઇને પિતા તુલ્ય ગણવો જોઇએ, તેમજ રાજ્ય તો પિતાએ આપ્યુ છે તો રાજ્ય છોડતા પહેલા રાજ્ય આપનારને પણ પૂછવુ જોઇએ ! આવા વિચારે અઠ્ઠાણુંયે પુત્રો, પિતાને (પ્રભુને) પૂછવા આવ્યા, પ્રભુ તો જાણે છે કે-છોકરાઓની લખોટીની રમત જેવી આ રમત છે માબાપ આવી રમતમા કોઇનો પક્ષ લેતા નથી પણ ઉલટુ તે લખોટીને ઉપાડીને ફેંકી દે છે, ભગવાને તો એકેજ મુદ્દો કહ્યો કે હવે તમે રમતને લાયકના નથી પણ અભ્યાસને લાયક છો, સોનાની પાળીન્છરી પેટમા ખોમાય નહિ ! દુનિયાદારીની સ્થિતિ આત્માને ખરાબ કરનારી છે, જે વિષય-સુખને માટે આટલા બધા મરી પડો છો તેનુ પરિણામ તપાસ્યુ ? વ્યાજ શીખે રૂપીયા આપ વાના હોય તો કોથળી પણ ખાલી કરી દેવાય, સંસારમા મસ્તપણે રહ્યા છો પણ તેના પરિણામનો કાંઇ વિચાર કરો છો ?

## અનર્થદંડની પ્રવૃત્તિ ચાલુ છે પણ તેની કાંઇ સીમા નથી !

નાનાં બચ્ચાને ખાવાની-ચુસવાની ટેવ પડી ન હોય છે, લાકડાની ધાવણીને પણ ચુસે છે, જેમ બચ્ચાને આવી મઝા પડેની છે, તેમ આપણને પણ જે જે ચીજો દેખાય છે છે તે બધી વિષયને પોષકજ દેખાય છે સુથારનુ મન બાવળીએ ! કોઈનુ બેતર, કોઇનો બાવળીઓ છતા તેનુ મન ત્યાજ ! પારકે ઘેર ઘોડો કે પાડી દેખીને જીવ તેનાજ વિચારો કરવા લાગી જાય છે ! પારકા છોકરી છોકરાના સગાઇ વિવાહ વિગેરેની નકામી પંચાત આ જીવ કર્યાજ કરે છે ! આનુ નામ અનર્થ દંડ ! કુટુંબ માટે સેવેલું પાપ તે દંડ તો ખરોજ પરંતુ તે અર્થ દંડ છે હિસાબસર ખર્ચ થાય ત્યાં સુધી શાહુકારીપણુ છે પણ હિસાબ કે ઉપયોગ વગર ખર્ચ થાય ત્યા છાકટો પણ કહેવાય ! અર્થદંડ થાય ત્યાસુધી શ્રાવક પણામા વાંધો નથી પણ પ્રયોજન વિના દંડ લગાડીએ, પાપ કરીએ, તે અનર્થ દંડ ! "આ બળદને હજી ખાસી કયા નહિ ? આ ખેતર હજી કેમ ખેડયુ નહિ ? પાડોશી છોકરાઓ કેમ કુંવારા છે ? વરસાદ વરસી ગયા પછી ખેડીશ ?" આ પ્રમાણે વિના કારણે પાપ બાંધવુ તે અનર્થ દંડ છે કુટુંબ કબીલાને માટે જે પાપ બંધાય તેમા ટાઇમ તથા દ્રવ્યનો હિસાબ છે પણ અનર્થ દંડમા તો હદજ નથી રહેતી, મન-વચન-કાયાથી, કરવુ નહિ, કરાવવુ નહિ, અનુમોદવુ નહિ, આ રીતે ૯ ભેદ તેના થાય છે કોઇ માણસ મનથી વિચારે કે એને શાક સમારતા નથી આવડતું લાવને હુ સમારી દઉં માત્ર આટલો વિચારજ કર્યો તેમા નથી કર્યું કહેવાય તેમ મનથી વિચારે કે ફલાણા ભાઇને કહુ ! તે ઠીક કરી આપશે તે મનથી કરાવ્યુ કહેવાય, અને

મનથી એમ વિચારે કે-'ફલાણે ઠીક કર્યું' તે મનથી અનુમોદ્યુ કહેવાય

સામાયિકમા બેઠા છતા પણ જે વિચારો દુનિયાદારીના આવે તે કર્મબંધના કારણભૂત થાય ખેતર, બળદ કે ખેડુતને અગે કરેલા વિચાર જો અનર્થદંડ છે, તો જેને અગે કઇ સબંધ નહિ, છતા જે આખી દુનિયાને અગે નકામા વિચાર કરે તેને શુ અનર્થદંડ ખરો કે નહિ ? એને લાગતા અનર્થદંડની તો સીમાજ નથી ?

### અનર્થદંડ અગે હિતશિક્ષા

ધર્મના રક્ષક હોય અને અખાડાને પણ ધર્મરક્ષાના ઉદ્દેશથી ઉત્તેજન અપાય તો તો હજીએ સારૂ ગણાય, પણ આજે તેમ છે કયા ? આ જીવને પોતાની પચાત પડીજ નથી, રાત દિવસ દુનિયાની પચાત કરે છે ગામની પચાત કરવી રહેવા દો ! આત્માને નકામો ન ડુબાવો ! જો તમે પાપથી ડરતા હો તો પછી નકામુ પાપ તમને કેમ ખટકતુ નથી ? જો પાપને ખરાબ માનતા હો તો વિના પ્રયોજનના પાપની પચાત શા માટે કરો છો ? લેવા દેવા વિના સામાને શા માટે પાપમા પ્રવૃત્તિ કરાવાય છે, મનથી પણ તેવા વિચારો શા માટે કરાય છે તથા અનુમોદાય છે ? આખા જગતને અગે આ રીતે ત્રિવિધે ત્રિવિધે કરીને પાપે ભરાવુ તે અનર્થદંડ છે

### ગાણુઓ તો સમજે છે કે અર્થ કે અનર્થ પણ દંડ તે તો દંડજ !

અનર્થ દંડનુ સ્વરૂપ બરાબર સમજીને અરૂણુંયે ભાઈ વિચારે છે કે, જગતમાં બધેજ આવી અનર્થદંડની પ્રવૃત્તિજ ચાલુ છે જીવને એવી ટેવ પડી છે કે પાપ બાધવાની વાતોમા પાણીની માફક ઉતરી જાય છે ગમે તેવો ભોગી રાજા હોય તોયે એક જોડી લુગડા, સવાશેર અનાજ સાડા ત્રણ હાથ જગ્યા, શિવાય તે વધારે શું ભોગવે છે ? આત્માની અપેક્ષાએ તો અર્થ દંડ પણ અનર્થ દંડજ છે ! શરીર કુટુ બાદિ ઉપરથી મમતા છૂટી જાય તો અનર્થ દંડ અને અર્થ દંડ પણ અટકીજ જાય. આપણે બધા એકજ હાથે તાની મારી રહ્યા છીએ, અમુક ચીજને આપણે બધા 'આ મારી છે' એમ કહીએ છીએ, પણ તે ચીજે કદી કહ્યુ કે 'આ માલીક મારા ?' અર્થ દંડ પણ દંડ તો ખરો કે નહિ ? દંડમાથી નિકળીએ નહિ ત્યાસુધી આત્માનુ શ્રેય શી રીતે થાય ? માટે ભાગવતી દીક્ષા શ્રેયસ્કરી એના નિર્ણય કરી અરૂણુંયે રાજકુવરાએ પ્રભુ પાસે પ્રવજ્યા લીધી પ્રવજિત થએલા તેઓ શું કરે છે, તે અગ્રે વર્તમાન

---

# સ્વ૦ આગમોદ્ધારકની અમોઘ-દેશના. ૨

## દેશનાના દિવ્ય-અવતરણો

૧ મદોન્મત્ત હાથી અંકુશથી વશ થાય, પણ મદોન્મત્ત ચક્રવર્તિની બુદ્ધિ ફરે ત્યા ઉપાયજ નથી !

૨ "વાડ ચીભડા ગળે, અને રક્ષક પોતે ભક્ષક થાય" આ બે કહેવતો ચરિતાર્થ થતી હોય ત્યા રક્ષાનુ સ્થાન નથી

૩ ભાઈ ભાઈ વચ્ચે સ્વામિ-સેવક ભાવ ન હોય, કારણ કે પરસ્પર સમાન હકના ભાગી દાર છે.

૪ સુકાયેલા નદીના માર્ગમાથી અધિઓ પાણી મેળવે છે

૫ ઉદ્યમ કઈક કરીએ, અને પરિણામ કઈક આવે ત્યા ભવિતવ્યતાને લેવીજ પડે છે !

૬ ગછીપાના બગલાની લડાઈનો નિર્ણય સમજુ આપી શકે નહિ

૭. ત્રણે જગતની લક્ષ્મી કરતા પ્રભુનો એક સમય વધુ કિંમતી છે, તેથીજ પૃચ્છા આવેલા પુત્રોને યોગ્ય નિર્ણય આપે છે

૮ બે આનાની વેચાતી અક્કલમા શુ લીધુ ? 'બે લડતા હોય ત્યા ઉભા ન રહેવુ'

૯ બે આનાની અક્કલ પાછી આપો, અગર પાચસો રૂપીઆ ખર્ચીને નવી અક્કલ ખરીદો

૧૦ પોતાના વિરોધિનો અગર પોતાના સગાસબધીનો ચુકાદો આપનાને ન્યાયાધીશ યોગ્ય ગણાતો નથી

૧૧ વિશ્વભરના પુણ્યપાપની ક્રિયાનો ચુકાદો આપનારા આ વીતરાગ શ્રી ઋષભદેવ છે તે ધ્યાનમા નાખો !

૧૨ વીતરાગનો ચુકાદો એટલે સુપ્રીમકોર્ટનો અથવા તો પ્રીવીકાઉન્સીલનો ચુકાદો છે, તેના પર અપીલ હોઈ શકેજ નહિ માટે શ્રી ઋષભદેવજીનો ચુકાદો તે અતિમ નિર્ણય !

૧૩ વિષય-કષાયની પરિતૃપ્તિ માટે સન્ધ સાધન-સામગ્રી ગયોગોથી ભરપૂર મનુષ્યભવ-રૂપી આનના ચંદનનો મહેલ તોડીને બાળના રાઓની અક્કલ કેળવી ?

૧૪ અનાજના સગ્રહમા માટીની મુઠી જેવી રમત ભવાભિનંદિઓનો રસ છે !

૧૫ માયા જાળની મુઠી છુટયા વગર જીવો વાસ્તવિક સ્વતંત્રતાને પામી શકતાજ નથી

૧૬ સસારના કારાગારમાથી છુટવું તેનુ નામ પ્રવ્રજ્યા દીક્ષા છે

૧૭ સળગતા દાવાનળમાથી છુટી નિકળેલો કઈ ચીજોને લેવા પ્રયત્ન કરે ? તે બુદ્ધિ પૂર્વક વિચારો !

૧૮ રાજ્ય સબધિ તકરારનો નિર્ણય લેવા આવેલાઓએ પ્રવ્રજ્યા લીધી એ પ્રસગ વિવેકિઓએ માટે વિચારણીય છે.

શાસ્ત્રકાર શ્રી સુધર્માસ્વામિજી વૈકાલિક અધ્ય યનની રચના કરે છે, અને નિર્યુક્તિકાર શ્રી ભદ્રબાહુસ્વામિજી રચના કરતા જણાવે છે કે કર્મને વિદારણ કરવું એ જીવને અતિમ સાધ્ય હોવું જોઈએ આથી ભગવાન્ અઠ્ઠાણુ ભાઈઓને તેજ સાધ્ય સમજાવે છે

## જે પ્રજાને બચાવે તે શુ ફરજદને નહિ બચાવે ?

ચક્રવર્તી ભરતે અઠ્ઠાણુ ભાઈઓને પોતાનુ સાર્વભૌમત્વ સ્વીકારવા અથવા તો રાજ્ય છોડી દેવા કહેવરાવ્યુ, આથી અઠ્ઠાણુએ ભાઈઓ ખળભળ્યા તેઓ વિચારે છે કે-' હાથી મદોન્મત્ત થાય તો અકુશથી વશમા લવાય પણ ચક્રવર્તીની બુદ્ધિ કરી ત્યા તેને કોણ સમજાવે ? જ્યારે 'વાડ ચીભડા ગળે', 'રક્ષક પોતે જ્યારે ભક્ષક થાય' ત્યારે રક્ષણનુ સ્થાન ક્યા રહે ? ચક્રવર્તી અન્યાય કરે તેની રાવ (ફરીયાદ) કયાં કરવી ? ભાઈ ભાઈ વચ્ચે સ્વામિ સેવકભાવ ન હોય ભલે ભલે આગેજ જન્મ્યો હોય પણ તેનો હક તો સરખોજ લાગે, છખડની રિદ્ધિ મળ્યા છતાયે અસતોષી રહેનાર ભરતને સમજાવે કોણ ? એને અકુશમા કોણ રાખે ? ભરતને અનીતિમાથી પાછો હઠાવવો એ ઘણુ જ મુશ્કેલ છે !!! સૂકાયેલો પણ નદીનો માર્ગ ખોદતા તેમાથી જરૂર પાણી નીકળે, હવે તાત (ઋષભદેવજી) પાસે જવુ એજ શ્રેયસ્કર છે ભલે એમને અત્યારે દુનિયાદારીનો સબધ નથી, પણ એક વખત તો હતોને !

આપણને રાજ્ય પણ એમણેજ આપ્યુ છે ને! એમણે દુનિયાદારી ચલાવી તો છે ને! જે પ્રજાને બચાવે તે પિતા શુ ફરજંદને ન બચાવે? આ પ્રસંગનો વાસ્તવિક ઉકેલ તો પિતાજી (શ્રીઋષભદેવજી) કરી શકે તેમ છે" હજાર મૂર્ખાના હજાર મત થાય ત્યારે ડાહ્યાનો એકમત હોય છે, બધાનો વિચાર ભગવાન પાસે જવાનો થયો, પોતાની માતા આંધળી થઈ હતી છતાં જેમણે ખબર સરખી મોકલી નહોતી એ વાત જાણવા છતાંયે આ બધાએ ત્યાં જવાનું નક્કી કર્યું, ભવિતવ્યતા (કેવળ આકસ્મિક સંયોગથી-કારણો મળી જવા) બળવાન છે

## ભવિતવ્યતાનું પ્રાબલ્ય

પ્રભુ પાસે આવેલા અઠ્ઠાણુંની ધારણા શી છે? 'પ્રભુ ભરતને ઉપાલંભ આપી અમારા ઉપર આજ્ઞા ચલાવતો અટકાવે!' આવી ઇચ્છાથી તેઓ આવ્યા છે ભરત અને ઇંદ્ર બન્ને મિત્ર છે, જો આ અઠ્ઠાણુ ભાઈઓ ઇંદ્ર પાસે ગયા હોત તો? ઇંદ્ર ઠકી ધાર્મિક રીતિએ ફેંસલો આપી શકત? નહિજ! 'સંસાર અસાર છે' જંજાળ રૂપ છે! એમ ઇંદ્ર શી રીતે બોલી શકે? બત્રીશ લાખ વિમાનોથી પણ સંતોષ નહિ ધરાવનાર તથા ઇશાનેન્દ્ર પોતાથી મોટો છતાં તેની આજ્ઞા નહિ માનનાર, સૌધર્મેન્દ્ર આમાં શુ કહી શકે? "ગુરૂ લોભી ઓર લાલચુ ચેલા, દોનું ખેલે પત્થર નાવ" જેવું થાય! આ અઠ્ઠાણુ જણને ભગવાન પાસે પૂછવા જવાનું સૂઝ્યુ તે કેવળ ભવિતવ્યતાનેજ આભારી છે, પોતાની સત્તા કરતાં ભવિતવ્યતાની સત્તા ઉપરી હોવી જોઈએ, તેથી જો ભરતે પિતા પાસે જવાનું કહ્યુ હોત તો તે બરાબર હતુ પણ અહીં તેમ પણ નથી, બલ્કિ પ્રેરક ભવિતવ્યતા છે આપણે ઉદ્યમ કઈ કરતા હોઈએ અને પરિણામ કઈ આવે ત્યારે, તેનુ કારણ ભવિતવ્યતા છે આકસ્મિક સંયોગોજ ભવિતવ્યતા-સૂચક છે

## પ્રભુ ફરમાવે છે-તમે મ્હારી પાસે શાનો નિર્ણય લેવા આવ્યા છો?

અઠ્ઠાણુ ભાઈઓએ આવીને પોતે કહેવુ હતુ તે કહ્યુ અને 'હવે શું કરવુ?' એમ પૂછ્યુ પતંગ માટે લડતા બાળકોને માબાપનુ શુ કહે? 'એક બારણીની તકરારથી કોર્ટમાં પાંચ પાંચ લાખ રૂપીયા ખર્ચાયા હતા અને છેવટે મેજીસ્ટ્રેટે બારણી ફોડી નાખી હતી' ભગવાન ફરમાવે છે-'દુનિયાદારીની કિંમત કઈ કે જેને માટે 'મારૂં' ને 'મારૂં' કરવા મંડી પડો છો? આખો ભવ કેમ વ્યર્થ ગુમાવો છો? તત્ત્વ શુ છે તે તો વિચારો! આ બધું કેવળ ધૂળના બંગલાની જેમ વાવડી, કુવા, બંગલા વિગેરે બાંધવા જેવુ છે, કોની જમીન! કોની રેત! અને કોનો બંગલો! તમે મારી પાસેથી શાનો નિર્ણય લેવા આવ્યા છો?" પિતાએ (પ્રભુએ) શું કહ્યુ? પૂછવા શુ આવ્યા અને જવાબ શો મળ્યો? ગલુડીયાના બચ્ચાની લડાઈનો નિર્ણય માબાપ આપવા બેસે? ધૂળની ક્રીડાનો નિર્ણય સમજુ માબાપ કરવા બેસેજ નહિ શ્રી ઋષભદેવજી મહારાજ દુનિયાદારીના તેમજ દેવલોકના સુખોને પણ નકામાં ગણે, ત્યાં તેઓ આનો નિર્ણય શુ આપે? શ્રીઋષભદેવજી ભગવાન પાસે માયાજાળ, જગતની જંજાળ પતાવવાનો ટાઇમ ક્યાં છે? ત્રણે જગતની લક્ષ્મી કરતાં પ્રભુનો એક સમયનો ટાઇમ વધારે કિંમતિ છે! દુનિયાદારીની કોર્ટમાંયે કાજીઓ ચીભડાની તકરાર લાવે તો હજુ કોર્ટ સાંભળે પણ ઝવેરી લેવી તકરાર લાવે તો સાંભળે? નહિ

## જેના વિના છૂટકો નથી તે આચરવામા વિલબ કેમ ?

એજ રીતે પ્રભુ અઠ્ઠાણુ નેય એક સરખુ કહે છે "તમે કઇ તત્ત્વવાળી વસ્તુ માટે આવ્યા છો ? આવી અનિત્ય વસ્તુ માટે તકરાર કરતા તમને શરમ નથી આવતી ? તમારી સ્થિતિ તપાસો અને જે વસ્તુ માટે આવ્યા છો તેની કિંમત તપાસો ! તમે બધા ચરમ શરીરી છતા આવી તકરાર લઇને આવ્યા છો ! જેનાથી મોક્ષ સાધી શકાય તેવા દુર્લભ માનવભવને મારા મારીમા ગુમાવવો છે ?

એક શેઠના છોકરે શાક લેવા જતા બે આનાની અક્કલ વેચાતી લીધી, 'બે લઢતા હોય ત્યા ઉભા ન રહેવુ,' આ અક્કલના બે આના આપવા એ ।। બાપને પાલવે શી રીતે ? એણે અક્કલ પાછી આપી અર્થાત્ લઢાઇ થાય ત્યા ઉભા રહેવાનુ કબુલ્યુ અને બે આના પાછા લીધા એક વખત રાજા બહાર ગયો હતો અને બે રાણીની લઢાઇ થઈ ત્યારે આજ છોકરો ત્યા જોવા ઉભો રહ્યો રાજા આવ્યા પછી સાક્ષી તરીકે તેનુ નામ રજુ કરવામા આવ્યુ, હવે શુ થાય ? કઈ રાણી તરફની જુબાની આપવી ? ફરી અક્કલવાળા પાસે જઈ બચવાની અક્કલના રૂપીયા પાચસે આપ્યા રાજા પાસે જુબાનીમા એને પૂછાવાયુ કે-'અક્કલ મોટી કે શાક ?' એણે જવાબ આપ્યો કે-'શાક મોટુ કે જે ખવાય અક્કલને શુ ઉકાળે ?' મતલબ કે સાક્ષીને અક્કલ વગરનો ગણીત કર્યો જેથી બન્ને રાણીઓ સજાથી બચી ગઇ મતલબ કે અક્કલ વિના ચાલે તેમ નથી પણ જોઇએ તો બે આને લ્યો કે પછી પ્રમગે પાંચસે ખર્ચો !

## સયમ લીધા વિના છૂટકોજ નથી !

મોક્ષે જનાર માટે જ્યારે ત્યારે પણ સંયમ લીધા વિના તો છુટકોજ નથી આ ભવે નહિ સમજો તો અનેક ભવોના સુખ દુ ખો ભોગવ્યા બાદ પણ અંતે તો સમજવુ જ પડશે ! માજીસ્ટ્રેટ જો પોતાનો વિરોધી અગર સામા પક્ષનો સબધી છે એમ સાબીત થાય તો તેની પાસેથી કેસ પાછો એ ચી લેવાય, કેમકે તે ન્યાય આપવાને લાયક ઠરતો નથી, આખા જગતની પુણ્ય પાપની ક્રિયાનો ચુકાદો આપનારને કોઇનો પક્ષ કે વિરોધ રાખવો પાલવે ? નહિજ ! **જેનામા વીતરાગપણુ નથી તે જગતનો ન્યાય કોઇપણ શર્તે આપી શકે નહિ.** સુપ્રીમકોર્ટનો ચુકાદો કબુલ રાખવોજ જોઇએ ! એની ઉપર અપીલ હોયજ નહિ, શ્રી ઋષભદેવજીની કોર્ટ એ સુપ્રીમ કોર્ટજ છે, વિષયકષાયની પરિતૃપ્તિ માટે મનુષ્ય-જન્મરૂપી બાવનાચદનનો મહેલ તોડી, એ બાવનાચદન બાળનારની અક્કલ કેટલી ?

## જગતની માયા એ માટલામા માકડાની મૂઠી જેવી છે

હવે અઠ્ઠાણું ભાઇઓ વિચારે છે —દેવાગના તો જેની ધાવમાત છે, જેનો લગ્નનો ઉત્સવ તથા રાજ્યારોહણોત્સવ દેવો કરે છે, જેમની આજ્ઞા માનવાને મનુષ્યો તથા દેવો પણ તૈયાર છે, જેમણે જીદગીમા રોટલો ખાધો નથી પણ દેવ કુરૂક્ષેત્રમાથી દેવતાએ આણેલાં ફળો ખાધા છે, દેવતાઓ જેને ધનના ઢગલા લાવી લાવીને આપે છે તેવા તથા સો પુત્રોના પરિવારવાળા પિતાશ્રી ઋષભદેવજી ભગવાન જો આ બધાનો ત્યાગ કરીને નીકળી જાય તો આપણે-અનાજના કીડા, ધાન્યના ધનેરા તથા તાબેદારી ઉઠાવનારા, આવામાં શું સુખ જોઇને પડી રહ્યા છીએ ! અનાજના

માટલામાં માંડો (વાદરો) મૂઠી ભરે તે શું કામની? અંદરથી મૂઠી તો બહાર નીકળે તેમ નથી, તે અંદરથી ખાવા તો પામવાનો નથી ખરેખરી આ જગત એ માંકડાની મૂઠી જેવું છે માયા જાળની મૂઠી છૂટે તોજ જીવ સ્વતંત્ર થઇ શકે!

અઠ્ઠાણુંયે ભાઇઓએ આ રીતે વિચારી એક મતે નિર્ણય કર્યો કે ભગવતીદીક્ષા શ્રેયસ્કરી। બધા ભાઇઓએ પ્રવજ્યા અંગીકાર કરી કારાગારમાંથી છુટવું તેજ પ્રવ્રજ્યા, દાવાનળમાંથી છુટી નીકળેલો અંદર રહી ગયેલી ચીજને લેવા પાછો જાય ખરો? એ તે જીવ સંભાળે કે પેતીકું? આત્માને સંભાળે કે રાજપાટને? આવ્યા હતા તો રાજ્યની તકરારનો નિકાલ કરવા પણ લીધી પ્રવર્જ્યા! આત્માનું કલ્યાણ સાધ્યું હવે શ્રીઋષભદેવજી સાથે આ અધ્યયનનો શો સંબંધ છે? તે અગ્રે વર્તમાન

# ૨૪૦ આગમોદ્ધારકની અમોઘ-દેશના. ૩

## દેશનાના દિવ્ય-અવતરણો

૧ ચક્રી આવે ત્યારે સ્થિર વસ્તુ પણ અસ્થિર દેખાય છે, પરંતુ મિથ્યાત્વની મહા ચક્રીના વેગ આવે ત્યારે અસ્થિર વસ્તુઓ સ્થિર દેખાય છે, એટલે વિનાશી ચીજોમા અવિનાશિપણાનો ભ્રમ ઉત્પન્ન થાય છે

૨. બે પાવ મિનિટની ચકરી વસ્તુને ફરતી બતાવે છે, તો પછી અભિમાનની અમર્યાદિત ચક્રીનું શું પરિણામ આવે? તે વિચારો!

૩. ક્રોધના અને તાવના ચિહ્ન સરખા છે, પરંતુ પરિણામમા આભ-જમીન જેટલું અંતર છે, છતા ક્રોધથી સાવધ રહેવાતું નથી

૪ "તાવ હાથીના હાડ ભાગી નાખે છે" તેવી રીતે ક્રોધરૂપી તાવથી જીવોના સત્વ નાશ પામે છે

૫ મુદતીયા તાવથી જગત્ ગભરાય છે પણ અનાદિકાળથી લાગેલ ક્રોધરૂપી તાવથી લેશ પણ ગભરામણ થતી નથી એ જીવોની કમનશીબી છે.

૬ તીર્થંકર નામ કર્મ બાંધનાર તેજ ભવમાં મોક્ષે નથી જઈ શકતા, કારણ કે ક્રોધનો નાશ કરવા માટે તેઓ પણ એકજ ભવમાં સમર્થ નથી

૭ મરૂદેવામાતાએ તો એકજ ભવમા ક્રોધને હણ્યો! તેનું શું? તેના જવાબમા શાસ્ત્રકારો તે પ્રસંગને આશ્ચર્યરૂપ જણાવે છે માટે તે પ્રસંગને વિસ્તારથી સમજો!

૮ મરૂદેવાના પ્રસંગ જેવું દૃષ્ટાન્ત રૂપ તો અનંતમાંથી બને અગર ન પણ બને

૯ ક્રોધને ટાળવા માટે આ ભવ સુધી સતત્ પ્રયત્ન ચાલુ રાખો! અને આ રામ ભાગીમાનું અનંત ન કરે!

૧૦ અભિમાનથી માનેલી [illegible] જીવોનું અધઃપતન છે!

૧૧ નાનો છોકરો મૂછ [illegible] મૂછ મરડે છે એ પ્રભાવ અભિમાનનો છે

૧૨ ભરતચક્રવર્તી એ અભિમાની છે આથી અઠ્ઠાણુ ભાઈ [illegible] અભિમાનને લીધે આજ્ઞા ન માનવી [illegible] પ્રભુ પાસે આવે છે. અભિમાન [illegible] વિશ્વમા વ્યાપ્ત છે

૧૩ "આજુર્ જવાન" અને [illegible]

હિમ પડ્યુ છે" એ બન્ને પ્રસગને અભિમાન સમજવા હેતુ નથી

૧૪ એક પૌં બેડીવાળો સારો કે વધુ બેડીઓથી જકડાયેલો સારો? આ પ્રશ્નના સમાધાનમા કહેવુ પડશે કે ઉભય ફસામણમા છે, માટે જેમ ફસામણ ઓછી તેમ સારૂ

૧૫ લેપાલાગી સબધનુ લખાણ લખાવતી વખતે દેવાલાગી સબધનુ લખાણ લખાવો તો આપ નકામો જાય અને લખાવનારની મૂર્ખતા પ્રગટ થાય

૧૬ આયુષ્ય જીંદગી વિગેરે સાધન-સામગ્રીના દસ્તાવેજ ઉપર દેવાનાગીનુ લખત છે, તેને બદલે જ્ઞાન-દર્શન ચારિત્ર આદિ કિંમતી માલ રૂપ લેણુ લખાવવાનો ભલામણ ભગવાન કરે છે, તે સમજો'

શાસ્ત્રકાર મહારાજાએ સૂયગડાગ સૂત્રની રચના કરી અને તેના વાસ્તવિક ભાવાર્થને નિર્યુક્તિકારે પ્રગટ કર્યો તે નિર્યુક્તિમા અભિમાનનુ વાસ્તવિક સ્વરૂપ સમજાવે છે

## કાયમની ચકરીનુ પરિણામ શુ ?

મગજનુ કામ એવુ વિચિત્ર છે કે-એક વાત મગજમા આવી જાય પછી તેને ખરાબ સમજ્યા છતા છોડી શકાતી નથી જેને ચકરી આવે તે બેસે તો પણ તેને સ્થિર વસ્તુ ફરતી દેખાય છે, ચકરીનો વેગ એવો આવી જાય છે કે પોતાનુ માનવુ-જાણવુ વિગેરે પાણીમા જાય છે તેમ જ્યારે જીવ-ક્રોધ, માન, માયા, લોભથી પ્રસિત થાય છે ત્યારે ખરી વસ્તુને ખરા તરીકે જોઈ કે જાણી શકતા નથી, વધાર ક્રોધીને કાળો નાગ, અગર રાક્ષસ વિગેરેની ઉપમા અપાય છે આ ચારે કષાયોમા ક્રોધ તો પ્રસગ પડે ઉપસ્થિત થાય છે, પણ માન તો સ્વયમાયે આવી જાય છે, સ્વયમ આવે છે, નાગ પણ દબાય ત્યારે ક્રોધ કરે છે અર્થાત ક્રોધની ઉત્પત્તિ કારણથી છે, જ્યારે માન તો વિના કારણે પણ આવે છે બે પચ મીનીટની ચકરી વસ્તુને ફરતી બતાવે છે, તો અભિમાનની કાયમની ચકરીનુ શુ પરિણામ હોય ?

## ક્રોધ અને તાવની તુલના ! તાવથી ડરો છો, ક્રોધથી ડર્યા ?

ક્રોધ-રેટની ચકરી જેવો છે, જ્યારે માન-પવન ચક્રી જેવો છે ક્રોધ અને તાવ બ નેના ચિહ્ન સરખા છે એક મહીનો તાવ આવે તો હાજા ગગડી જાય છે 'તાવ હાથીના હાડ પણ ભાગી નાખે છે' આવી કહેવત પણ છે એ તાવથી ડરો છો ! પણ ક્રોધરૂપી તાવનો કદી ડર થયો ? જેમ તાવ શરીરનુ સત્વ બાળી નાખે છે, તેમ ક્રોધ શરીરના લોહીને બાળી નાખે છે, શાખ શુદ્ધા રહેવા દેતો નથી તાવથી હાડ, ચામ, માસ બળે છે, તેમ ક્રોધથી કે ચિંતાથી આત્માનુ સત્વ બળી જાય છે ક્રોધ અને તાવ આવે ત્યારે પ્રથમ આખો બળે છે, આખો લાલ થવી, માથુ ભમવુ, હોઠ તથા ગળુ સુકાવવુ, ભોજનની રૂચી ટળી જવી, શરીર તપવુ, નસકોરા ફુલવા આ તમામ ચિહ્ન ક્રોધના તેમજ તાવના છે તાવનો મહીનો આવે તો વિચાર થઈ પડે, તો ક્રોધ કાયમનો આવે છે તેનો વિચાર કેમ નથી થતો ! પેલો તાવ કાઢવો પણ સહેલા છે, જ્યારે ક્રોધ તો ભવાન્તરે પણ જવો મુશ્કેલ છે !!! તીર્થંકર નામ કર્મ બાધનાર ૧૭ ભવમા મોક્ષે નથી જઈ શકતા, કારણ કે ક્રોધનો નાશ કરવા માટે એકજ ભવમા તે સમર્થ નથી

લગીર આગમરૂપ આરીસામા જુઓ !

શંકા—મરૂદેવામાતા ટીડીમકોડી ઘ ભવમા પણ આવેલા નથી, પરંતુ તે વનસ્પતિ માથી નીકળીને મનુષ્ય થયા અને તેજ ભવમા મોક્ષે ગયા તો એજ ભવમા એમનો ક્રોધ કેમ ગયો ?

એક વખત અમુક સંયોગોવશાત એક વૈદ્ય ભુખ્યો, તરસ્યો આવેશમા બેઠો હતો, તે વખતે એના મિત્રે આવીને કહ્યુ કે મારી આખોમાથી તો બડમ નીકળે છે ? અરે-મારી ભૂખ તરસનો ભાવ તો પુછતો નથી પણ ઉલટુ પોતાના રોણા રૂએ છે ! એ જોઇ વૈદે ગુસ્સે થઇ કહ્યુ 'જાર આખમા મરચા !' પેલા આવનારે તો એ સાચુ માનીને આખમા મરચા ભર્યા, પણ પરિણામે આખની ગરમી નીકળી ગઇ, તેથી તે ઉપાય દરેકને લાગુ પડી શકે ખરો ? નહિજ ! મરૂદેવા માતાનો બનાવ આશ્ચર્યરૂપ છે દશઅચ્છેરામાયે આ આશ્ચર્ય આવતુ નથી, મરૂદેવા માતા અનાદિ વનસ્પતિમાથી મનુષ્યભવ મેળવી તેજ ભવે મોક્ષ પામ્યા, એ આશ્ચર્ય તો એક અપવાદ તરીકેજ છે દશ આશ્ચર્ય તો અનતી ઉત્સર્પીણી અવસર્પીણીએ આવે પરંતુ મરૂદેવા જેવુ દૃષ્ટાત તો અનતકાલે પણ નથી આવે, અપવાદનો દાખલો ન લેવાય, અનેક ભવ સુધી મથવુ પડશે ત્યારે ક્રોધ જશે ! દુનિયામા પણ કહેવત છે કે-'પરણ્યાની ગાથેજ ગતતિ હોય નહિ !' અનતભવનો નીકળી જાય છતા ક્રોધ ન પણ જાય, મોક્ષનુ સાધ્ય હોય ! મોક્ષની ઈચ્છા હોય ! અને તે સિવાય બીજી કાઈ કામના ન હોય ! તો વધુમા વધુ આઠ ભવે મોક્ષ મળે છે, ચારિત્રના આઠ ભવ (જઘન્યથી) મોક્ષ આપે ક્રોધ કાઢવા માટે આ રીતે આઠ ભવ સુધી ઓછામા ઓછુ પાછળ પડવું જોઈએ ! આઠ ભવના ઉદ્યમીએ આગમ આરીસામા નજર નાખ્યાજ કરવી જોઇએ

અભિમાનની ઉચાઇ

ક્રોધને મારવાનો અખડ ઉદ્યમ કરનારને પણ આઠ આઠ ભવે છેડો આવે તો આપણી ની દશા ? તેમ રોગની દવા લાગુ પડે તો ધુળજ બસ છે, અને જો લાગુ ન પડે તો મોટા ડાક્ટરો પણ કામ કરી શકતા નથી ક્રોધ ચઢે ત્યારે લગીર આગમરૂપ આરીસામા જુઓ ! તે વખતે તે આરીસામા જોવાનો વિચારજ નહિ આવે, પણ યાદ કરીને આ અખતરો અજમાવો ! ક્રોધને કાઢવા માટે એક આગમ આરીસોજ બસ છે પણ અભિમાન માટે શુ ? ક્રોધમા તો ક્રોધના બે કારણો (ને ક્રોધાગ્નિનો) ને જૂદા પાડો એટલે બસ, પણ અભિમાન ટાળવાનો, મૂછનો તાર નીચો કરવાનો શુ ઉપાય ? જેટલુ શરીર ઊંચુ તેમ 'માણસ જેટલો મોટો તેટલું તેનુ અભિમાન પણ ઊંચુ ' અભિમાનથી માનેલી ઉચાઇમા જીવોનુ અધપતન છે

નાનો છોકરો મૂછ મરડે છે એ પ્રભાવ કોનો ?

ચક્રવર્તી એટલે છ ખડનો એકલોજ માલીક, દીવ્ય સમૃદ્ધિનો ભોક્તા, એની અભિમાનમા શી કમીના હોય ? પોતાની આજ્ઞા મનાવવા ભરતે સદેશ મોકલ્યો પણ અઠ્ઠાણુયેને કાઈ અભિમાન નથી ?, છે, તેઓ પણ એવુજ અભિમાન ધરાવે છે કે અમારા ઉપર કોઇની આજ્ઞા નહિ ! અમે બધા ઉપર આજ્ઞા ચલાવીએ ! આ અઠ્ઠાણુ ભાઈઓમાથી એક પણ ભાઇ ભરતની આજ્ઞા

માનવા-એનુ સાર્વભૌમત્વ સ્વીકારવા તૈયાર નથી, માટે જ તેઓ પિતાજીને પૂછવા જાય છે જો પિતાજી ફરમાન કરે તો તો ન છૂટકે આજ્ઞા ઉઠાવવી પડે, બાકી નહિ તો એ ભરત છે કોણ? કે જેથી તેની આજ્ઞા ઉઠાવીએ? નોકર શેઠની કુતરીને પણ સભાળે, માલીકના સીપાઇનુ પણ માન રાખે એ વાત જૂની છે, એ બધુ માલીકને અગે છે તેમ અહિ પણ ભરતની સેવા સ્વીકારવાનુ કબુલ કયારે? જો પિતાજીની આજ્ઞા હોય તો! આનો અર્થ એકજ કે અભિમાનને અખડ રાખીને સેવા કબુલ! ભગવાન (પિતાજી) કહે તો સેવા કરવી પડે, બાકી ભરતની આજ્ઞાની તો કોડીની કિમત નથી અભિમાનની દશા અજબ છે, નાનો છોકરો મૂછ આવ્યા પહેલા મૂછે તાર દે છે એ પ્રેરણા કોની છે! અભિમાનનીજ! નહિ તો મૂછ આવ્યા પ્હેલા મરડવાની ભાવના કયાથી?

આ તાગડધીના શા ઉપર?

"મૂછમા તો ટીમ પડયુ છે ટીમ! જરા! તમારૂ આયુષ્ય તો વિચારો! એક પલકનો તો પત્તો નથી! ઘડીભરનો તો ભરૂસો નથી! તો તેના ઉપર તાગડધીના શા? શરીરમા ચાર દહાડા તાવ આવ્યો કે ચાર ઝાડા થઇ જાય, તો ત્યા પણ ટીમ પડયુ સમજો! દુનિયાના પદાર્થો તો તાગડધીના કરવા લાયકજ નથી, એક ભગી નરકનો એક ટોપલો ઉપાડીને જતો હોય અને બીજો ચાર ટોપલા ઉપાડી જતો હોય તો, તેમા અભિમાન શુ? એક પગે બેડીવાળો સારો કે વધારે બેડીથી જકડાયેલો સારો? 'જેને વધારે મીલકત તેને વધારે કમામણ' તેમા અભિમાન શુ? ઢાઢણુડ પાણીવાળો યે ડુબતો અને ગળા સુધી પાણીવાળો યે ડુબતો? બીજા ઉપર વધારે દયા ખાવા જેવુ છે! આયુષ્ય તો ચચળ છે! જુવાની પર્વત ઉપરથી ઉતરતી નદીના પાણી જેવી છે! એ પાણીના પ્રવાહનો ધમધમાટ જણાશે પણ ટકાવ કેટલો? આવ્યુ આવ્યુ કે ગયુ!

भगवदाज्ञैव श्रेयस्करा

મસાલા પદાર્થોનો ઉપયોગ શો? સ્ટાપ ઉપર દસ્તાવેજ પણ થાય અને અમથા પણ લીટા થાય દશ હજારનો સ્ટાપ હોય પણ તેના ઉપર લીટા કરવાથી સ્ટાપજ જાય છે લેણદારીના દસ્તાવેજ ઉપર દેણદારી લખાવાય તો પરિણામ શુ? હુડીમા, 'ફલાણા ભાઇ જોગ' ને બદલે 'લખનાર,' તથા 'લખનાર' ની જગો પર 'ફલાણા ભાઇ' લખાય તો ઘર જવાની વાત થાય સ્ટાપ નકામો જાય તેની ફીકર નહિ પણ લેણાનુ દેણુ તો ન જ પડવુ જોઇએ મનુષ્યનો માલીક સ્ટાપ લાવે છે આયુષ્ય, જીદગી, જુવાની, તેના સાધનો વિગેરે તેના ઉપરનુ દેવાદારીનુ લખત છે તેને બદલે લેણદારીનુ ખત લખાવો અને ઉપર સ્ટાપ લગાવો કોઇથી પણ ના કબુલ થાય નહિ એવુ લેણુ લખાવનારનો કેટલો આભાર માનવાનો? જ્યારે દુનિયાદારીમા લેણુ લખાવનારનો આટલો આભાર માનવાનો તો જ્ઞાન, દર્શન, ચારિત્રનુ સાચુ લેણુ (ક્ષાયિક જ્ઞાન, દર્શન, ચારિત્ર જે આત્માનો ખરો ધર્મ) બતાવે તેનો કેટલો આભાર માનવાનો?

આથી સમજુને કેટલો ઉલ્લાસ થાય? પિતાજીએ (પ્રભુ શ્રીઋષભદેવજીએ) આ રીતે સ્પષ્ટ સમજાવી આટલો બધો ઉપકાર કર્યો એટલે તે તમામ ભાઇઓએ એક મતે કબુલ્યુ કે भगवदाज्ञैव श्रेयस्करी હવે ભગવાની આજ્ઞા લાભકારી કેવી નીવડે છે? તે અગે વર્તમાન

૨૫ વાચે નહિ, વિચારે નહિ, પરિશીલન કરે નહિ, અને શાસ્ત્ર સબધના લખાણની શ્રદ્ધા કરે નહિ તેનાઓ માટે શાસ્ત્ર નકામા છે

૨૬ જેનો ગલ્માર નાખેલો હોય તેનુ વારવાર આચરણ કરવુ જોઈએ!

૨૭. આવશ્યક સમ્બન્ધે ન ન ખાય તો પણ પરિણામે લાભદાયિ છે

૨૮ ધર્મ માર્ગની જેને શ્રદ્ધા હોય તેનાઓ તો આત્મગુણોને અને આત્મગુણોના વિકાસનેજ વાસ્તવિક જીવન માને છે, અને એજ જીવન ને પર લાભદાયિ નીવડે છે

૨૯ સમ્યગદ્રષ્ટિ આત્મા બીજાના જીવનને ધર્મમય બનાવે તોજ પોતાના જીવનને સાર્થ-માને છે

૩૦ ધર્મ માટે કપટ કરવુ તે શતવ્ય છે

૩૧ કર્મ વિદારણના હથિયારો જ્ઞાન-દર્શન-તપ-અને ચારિત્ર છે

૩૨ બુઠ્ઠા હથિઆરોથી લાકડા કપાય નહિ, તેમ મદ હથિઆરોથી કર્મ પાપ નિ ગ કરી શકાતા નથી.

દૂષિત અપવાદને કદી ઉત્સર્ગમા લઈ જવાય નહિ.

શાસ્ત્રકાર મહારાજા શ્રીસુધર્માસ્વામિજી સૂત્ર કૃતાગ સૂત્રના બીજા અધ્યયનની શરૂઆતમા જે ભાવ જણાવે છે, તેજ ભાવના રહસ્યને નિર્યુક્તિ કાર જણાવે છે અદ્દાણ ભાઈ સવાહ લેવા આવ્યા છે આ પ્રસગને અનુસરીને સમજવુ જોઈએ કે જે ચીજ જેની માલીકીની હોય તેમા બીજાને હક હોય નહિ રાજ્યની અપેક્ષાએ એમ છે નહિ, ત્યા તો વીર ઘીર ભોગ્યા વસુંધરા એ ન્યાય પ્રવર્તમાન છે દુનીઆના એ ભાન! ઘરધણી કરતા વધારે સત્તા રાખે અગર બળ વાપરી શકે તોજ ચોર ચોરી કે લુટારા લુટ કરી શકે છે નજા બીજાનુ રાજ્ય લઈ લે તે ન્યાય કે અન્યાય? એન અગે ન્યાય અન્યાય વિચારાય પણ તાજ કરનારી પ્રજા માટે ન્યાયા ન્યાય જાઈ નહિ! આ કાયદો સ્વાભાવિક ન રહ્યા શસ્ત્ર કોઈની પણ શરમ રાખે નહિ ચોરી, લૂટ, નદી છોડી વિગેરેને શાસ્ત્રે તો અદત્તાદાનમાજ નાખ્યા, સાધુ પણ અદત્તાદાન લઈ શકે નહિ બ્રહ્માએ જગત આખુ બનાવીને બ્રાહ્મણને દીધુ, બ્રાહ્મણ પાસેથી બીજાઓએ લઈ લીધુ છે, તેથી બ્રાહ્મણ કોઈનુ પણ લઈ લે ને દેવાને હક્દાર છે! આવુ બીજા ધર્મમા છે પણ જૈનમા નથી સાધુને કયા સુધી ગુન્હેગાર ગણ્યા છે તે અત્રે આપેલા એક દ્રષ્ટાતથી માલુમ પડશે

કેટલાક મનુષ્યો ઉજાણી કરવા ગયા છે તેમા એક મનુષ્ય રક્ષણ કરે છે જ્યારે બાકીના બીજા ન્હાવા ગયા છે, એ રક્ષક પાસે સાધુ ભિક્ષા લેવા આવેલ છે, પણ તે રક્ષક ભિક્ષા આપતો નથી એટલે સાધુ એને ઉપદેશદ્વારાએ ચઢાવે છે કે 'ભલા આદમી! મહીયારા માલમાની દાન કેમ નથી દેવાતુ? ખરેખર! તુ કોઈ મહા દુઃખ લાગે છે, અને તો આની વિષ્ટા થઈ જવાનીજ છે" એ રક્ષકે આ ગાલગીને બત્રીસ લાડુ હતા તે તમામ સાધુને આપી દીધા આ સાધુને શાસ્ત્રકારે ચોરસાધુ કહેલ છે

'ભૂખનો પ્રતિકાર કરવા માટે કરવુ પડે તેમા પાપ શાનુ! 'बुभुक्षित किं न करोति पापं' આવુ અન્ય ભલે કહે, જૈન દર્શન એમ કદી પણ કહેવા તૈયાર નથી પ્રાણાત હોય તે વખતે અગર મરતી વખતે નમસ્કાર કરવુ માસ પણ ખાવુ આવુ અન્ય દર્શનીય શાસ્ત્ર કહે છે, કિન્તુ જૈન દર્શનનુ મન્તવ્ય એવુ લેશ પણ નથી દૂષિત અપવાદને ઉત્સર્ગમા કદી લઈ જવાવાય નહિ

તેમજ તે દૂષિત અપવાદને શાસન માન્ય અપવાદ તરીકે ગણી શકાય નહિ.

न कथंचित् भोगेच्छा निवर्तते

રાજા જો બીજાને ઉઠાડી મૂકે તેને અન્યાય ગણાય, અહિં તો પોતાના ન્હાના ભાઈઓને ઉઠાડી મૂકવાની વાત છે અહીં જો શ્રી ઋષભ દેવજીએ આ અઠ્ઠાણુંનો જરાય પક્ષ કર્યો હોત, તેઓ આગલ ભરત પ્રત્યે સહેજ ગુસ્સો બતાવ્યો હોત, તો આ અઠ્ઠાણુંયે ભાઈઓનો ગુસ્સો સમાત નહિ! સરકાર પોતાના ગુન્હાને બહાર લાવતી નથી, અને તેને મોટું રૂપ આપતી નથી, કારણ કે-તેમ કરવાથી ચોરોને ટેકો મળી જાય સરકાર પોતીમની માત્ર ટીકા કરે છે, ટીકાના બે શબ્દોથી પણ ચોરને ગધીયારો મળી જાય છે! ભરતને સ્હેજ પણ ઠપકો આપે તો આ અઠ્ઠાણુંયે કેટલા ચઢી જાય! પાપ ચૂપવના અને તેને લગતિ વાતમા ઉતરવું નહિ અર્થાત્ કેમની હકીકતને સ્પર્શવું નહિ અને કેમનો ચૂકાદો આપવો તે કેમ બને? જે વસ્તુ બન્નેને નચાવનારી-ફદફદ કરવનારી હતી તેને તાતે પકડી 'न कथंचित भोगेच्छा निवर्तते' આ જીવે અનાજ ઘી વિગેરે કેટલું ખાધું? છતા આ મવાશે ની કોઠી ભરાતી નથી એ કોઠી કેવી કાણી! ચામડાની ઝુંપડીની આગ (ગવા શેરની) કોઈ દહાડો બૂઝાતી નથી, તેમ આ જીવને ભોગની તૃષ્ણા શાંત થતીજ નથી! એને તો જેમ પૂરા તેમ ખાડો પડે! સરસવના ઢગલા ઉપર કેટલો ખાડો પડે છે?, એટલે રૂપીયા ભાર, તવટાક, તવા શેરનો કેટલો ખાડો પડે છે તે વિચારો! જેમ જેમ ભોગ મળે તેમ તેમ તૃષ્ણાનો ખાડો વધતો જાય છે! ભોગ તૃષ્ણા આવી વિચિત્ર છે ચાહ્ય તેટલા ભોગના સાધનોની પ્રાપ્તિ થાય પણ ખાડો પૂરાતોજ નથી! પૂરાયજ નહિ!

પગ તળે બળતુ કેમ નથી દેખાતુ?

વાદી અને પ્રતિવાદી જજજના શબ્દોને પોત પોતાના તરફ ખેંચે છે, અઠ્ઠાણુ પુત્રો કહે છે—'પિતા કહે છે તે બરાબર છે, ભરતને જેમ વધારે મળતુ ગયુ તેમ તેમ વધારે ભોગેચ્છા વધતી ગઈ ભોગેચ્છા એ પણ એક પ્રકારની આગ છે! એને છયે ખંડ મળ્યા છતાયે સંતોષ ન વળ્યો, આપણી તૃષ્ણા તો દીવાસળી જેવી છે જ્યારે ભરતની તૃષ્ણા હોળી જેવી છે પિતાના વચનોનો આવો અર્થ અઠ્ઠાણુયે કર્યો, પણ શ્રી ઋષભદેવજી મહારાજનો એ મુદ્દો નહોતા તથી પ્રભુએ કહ્યુ 'આપણે બધા પાંચ અનુત્તર વિમાનમાં તેત્રીસ સાગરોપમ સુધી રહ્યા ત કયા ગયુ? હજી ધરાણા નહિ? મોટી મોટી નદીઓ મળવા છતાયે સાગર ધરાયો? બાવળ વિગેરે અનેક કાષ્ટો મળવા છતા અગ્નિ ધરાયો? લાડવામા તો હજી ધરાય પણ ખરો? પરન્તુ ભોગની તૃષ્ણામા તો બાઝો હાથ થતોજ નથી હજી તમને શાંતિ કેમ ન થઈ? ડુંગરો બળતો દેખાય છે પણ પગ તળે બળતુ કેમ નથી દેખાતુ?

જે પોલીસ માગ ગુન્હા તરફ બેદરકાર હોય અને માત્ર ચીભડાની ચોરીઓ પકડે તે મુર્ખમા ખપે છે!

એક બાવા પાસે લાખ રૂપીઆ હતા, તેણે સોનાનું હીરાજડીત ઠામ બનાવી જાહેર કર્યું કે 'જે કોઈ મનુષ્ય નવી વાત કહેશે તેને આ ઠામ આપવામા આવશે' એ બાવાને એક અક્કલવાળો માથાનો મળ્યો તેણે કહ્યુ 'પહેલા તમે ગરીબ હતા અને અમે પૈસાદાર હતા તે વખતે અમે તમને એક લાખ રૂપીઆ આપ્યા હતા, ખરા કે? 'હા' કહો તો તે લાખ રૂપીઆ

આપો ! 'ના' કહો તો હીરાજડીતનું આ ઠામ આપો ! જો ભોગથી ધરાણા હો તો તેમ કહો ! અને ન ધરાણા હો તો કહો કે ભોગેચ્છા નિવૃત્ત થતીજ નથી ! જો ભોગથી શાંતિ થઇ હોય તો તૃષ્ણા છોડો ! અને શાંતિ ન થઇ હોય તો હવે તે નકામી છે માટે છોડો ! આમાં હું તમને એકલાને કહેતો નથી પણ તમો સર્વને–જીવ માત્રને અંગે કહું છું જીવ માત્રનું–સ્વરૂપ, પરિસ્થિતિ બતાવું છું, તમારી દૃષ્ટિ પહોંચતી નથી નવા થયેલ પોલીસને ચોર પકડવાની માહિતી બરાબર ન હોય, જે મોટા ગુન્હા ધ્યાનમાં ન લે અને ચીભડાં ચોરી પકડે તે મૂર્ખમાં જ ખપે !

## માત્ર બારદાન જુએ પણ અંદરનો માલ ન જુએ તેના જેવો મૂર્ખ કોણ ?

ભરત પણ આપણી કુટીનો કટકો છે ! પછી ભલે જમણી તરફનો હોય કે ડાબી તરફનો હોય, તેત્રીસ સાગરોપમના સુખમાં તે આપણો માથેજ હતો ગાડીને શીખામણ દેવી હોય તો ડાહીએ પહેલાં સાસરે જતાં થવુંજ જોઇએ ! પારકી ચીજ પોતાના ગજવામાંથી કાઢવી નથી અને પોતાની ટોપી લઇ લીધાની ફરિયાદ કરવી એ ફોગટ છે ભરત માટે ફરીયાદ કરવા આવ્યા પણ તમે પોતે ભોગ તૃષ્ણાને ખસેડી ? આ દુનિયાનું ગંદુ સુખ તમે છોડી શકતા નથી ? શરીર આખાનો આધાર ખોરાક છે તે આવ્યા બાદ તે ચાવેલો કોળીઓ મોમાંજ રાખીને જરા આરીસામાં જુઓ તો ખરા ! જેનો સ્વાદ સારો લાગે તેની તરફ નજર કરો તો ખબર પડે કે તે કેટલું ગંદુ છે ? આવું–દરેક ઇંદ્રિય પરત્વે સમજી લ્યો ! ફૂલની ઉત્પત્તિ પણ ગંદકીમાંથી છે, રૂપની ઉત્પત્તિ પણ લોહી અને વીર્યમાંથી છે, શરીર એટલે ? મ્યુનીસીપાલીટીની નરકથી ભરેલી ટીનની ગાડી ! ઉપરથી ચકચકિત પણ અંદર નરક ભરેલું બારદાન જુએ પણ અંદરનો માલ ન જુએ તેના જેવો મૂર્ખો કોણ ?

એ'મેંટ (પીપરમીંટ) ના ફૂલની જાપાનની શીશી કેવી ? બારદાન કેટલું અને અંદરનો માલ કેટલો ? હજુ તે તો સારૂં છે પણ આ તો અંદરનો માલ પણ ખરાબ છે ! શ્રોત્રેંદ્રિયને અંગે એમ કહેવાય કે –' આ તો કોયલ ટહુકી !' પણ ગાનારનું ગળું ગંદુ છે કે સ્વચ્છ ? ગંદા મોઢેથી જે સ્વરની ઉત્પત્તિ થઇ તે પણ તેવી, આ ગંદા સુખમાં તમે ગરકાવ થઈ જાઓ છો ! વૈક્રિય શરીરના તેત્રીસ સાગરોપમના સુંદર અને પવિત્ર સુખોથી જીવની ભોગતૃષ્ણા શાંત ન થઈ, તે આ ગંદા સુખોથી કેમ શાંત થવાની છે ? ભરતની ફરીયાદ કરવા આવ્યા છો પણ તમારી લોભ દશાનો કાંઇ વિચાર કર્યો ? ટોપીની ફરીયાદ કરવા આવનારે પ્રથમ તો પોતાના ગજવામાંથી ટોપી કાઢી આપવી પડે, તો સામો પણ તુરત ટોપી આપી દે

અઠ્ઠાણું પુત્રોને ભોગની તૃષ્ણા શાંત થઇ ગઇ, એટલે હવે ભરતને ફરીયાદનું કારણજ રહ્યું નહિ અઠ્ઠાણુંયે ભાઈઓએ પ્રભુ-પિતા પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી આ મહિમા કોનો ? શ્રી ઋષભદેવજીનો કે અધ્યયનનો ? વિગેરે હવે પછી

## સદ્‌ગુણીને નિર્ગુણી માનવા કરતાં નિર્ગુણીને સદ્‌ગુણી માનવા વધારે ખરાબ છે.

નિર્યુક્તિકાર શ્રીભદ્રબાહુસ્વામિજી મહારાજ વૈતાલિય અધ્યયનની શરૂઆતમાં 'વિદારક' સંબંધી સમજાવી રહ્યા છે તમામનો માલીક ને સ્વતંત્ર કર્તા હવે લાકડાં વાઢનારો પણ

કર્તા થઇ જાય! નિર્ગુણી હોય તે સદ્દગુણીમા ખપે તેની અડચણ મોટી છે સદ્દગુણી નિર્ગુણીમા ખપશે તો તેના ઉપર આપણે ધ્યાન નહીં આપીએ, કારણ કે તેની શીખામણ ન માનીએ પણ પરિણામ દેખીએ ત્યારે વાત સાચી છે એમ માલુમ પડે નિર્ગુણીને સુગુણી માનીએ ત્યારે તો દોષોનુ અનુકરણ થાય અને નિર્ગુણીનો કદાગ્રહ આવી જાય, માટે નિર્ગુણીને સુગુણી માનવો એ ખોટુ છે 'સુ' ને 'કુ' ને 'કુ' ને 'સુ' માનવું તે મિથ્યાત્વ છે, આ બેમા મિથ્યાત્વ કયુ? કુદેવને સુદેવ માને તે ગાઢ મિથ્યાત્વ-કારણ કે સુદેવને કુદેવ માને ત્યારે એ આચરણ લાયક નથી એમ માન્યુ તેમા સુધરવાનો રસ્તો કંઇક રહેલો છે, પણ કુદેવને સુદેવ માને તો અનાચારને ધર્મબુદ્ધિએ પકડવા પડે તો તેનો છેડો આવવો મુશ્કેલ છે માટે પહેલા કરતા બીજુ ગાઢ મિથ્યાત્વ છે સદ્દગુણીને નિર્ગુણી માનવા એ જેટલુ ખરાબ નથી તેથી વધારે ખરાબ તો નિર્ગુણી ને સદ્દગુણી માનવા તે છે, કેમકે તેમા દોષને સારા મનાય છે અને ગુણ નહિ હોવા છતા ગુણી મનાય છે નિર્ગુણીમા રહેલા દોષને પણ ગુણ માનવો પડશે દોષને ગુણ માન્યો તેથી દોષની અનુમોદના થઇ તેથી મિથ્યાત્વ ગાઢ બધાયુ યાદ રાખવુ જોઇએ કે ક્ષમા આદિ ધર્મો એ સ્વભાવે આવનારી ચીજ નથી, પરતુ ક્રોધાદિ એ સ્વભાવે આવનારી ચીજ છે

સદ્દગુણીને નિર્ગુણી માનવા કરતા નિર્ગુણીને સદ્દગુણી માનવા એ વધારેમાં વધારે ખરાબ છે

### અભયકુમારે આર્દ્રકુમારને મૂર્તિ શા માટે મોકલી?

કાઢનારા પણ ચાર પ્રકારના છે નામ વિદારક જેમ ચિન્હ હોય તે સ્થાપનાને વિદારણ કરનારો વિદારક આ બન્નેમા (સ્થાપના અને સ્થાપના નાશકમા) બે ગુણ સ્મરણ થવા દેવુ અને વર્તુ હોય તેમા મદદગાર થવુ ઘરમા રસોઇ માટે લાકડા લાવ્યા અને કોઇ પૂછે તો કહેવાય કે-"રસોઇ કરૂ છુ! ઘડીઆળ આદિ તમામ વાતમા છે કુ જે કાર્યરૂપ કર્મ થવાનુ હોય તેને અગૌજ વ્યવહારમા વ્યપદેશ થાય છે કારણને પણ આપણે અસલી ચીજ માનીએ છીએ એક માણસે તમને ઘડીઆળ આપી તેની દાબડી તૂટી ગઇ છે દાબડી તૂટી ગઇ હોય છતા "લે આ તારી ઘડીઆળ" કહીએ છીએ ઘડો ફુટ્યો હોય છતા તે ઘડો ફુટયો તે પહેલા અને ફુટી ગયા પછી ઘડો ફુટી ગયો એમ વ્યવહારમા બધા ઘડો કહે છે કોઇનો નાશ થયા પછીનાને પણ દ્રવ્ય કહેવાય છે માણસ મરી જાય એટલે કાળ કરી ગયા પછી પણ શબને કેમ સભળાય છે? દ્રવ્ય નિક્ષેપો માનીનેજ આમ કહેવાય છે, તેથી મરી ગયા પહેલાના કાર્યને અને મરી ગયા પછીના કાર્યની પછીની દશાને પણ દ્રવ્ય નિક્ષેપો કહી શકાય શ્રેણિકને અને આર્દ્રકુમારના બાપને માહો માહે દોસ્તી છે, તેને અંગે શ્રેણિકે પોતાના માણસોને ભેટણુ લઇને આર્દ્રકુમાર પાસે મોકલેલા છે આર્દ્રકુમારે તેઓને પૂછ્યુ-'તમારા રાજાને કુવર છે કે કેમ? મારે તેની સાથે દોસ્તી કરવી છે"

આર્દ્રકુમાર અભયકુમાર માટે હીરા મોતી વિગેરેનુ પાર્સલ ભેટ મોકલે છે, અને પેલે તેમની દોસ્તી ચાહે છે એમ કહેવરાવ્યુ જે ઉપર લક્ષ્ય હોય તેજ યાદ આવ્યા કરે, એટલે ચિત્તમા હોય તેજ પરિણામમા આવ્યા કરે અહિ અભયકુમાર વિચારે છે કે-"અનાર્ય છતા મને ભેટણુ મોકલે છે માટે તે નજીકમા મોક્ષગામી હોવો જોઇએ" કારણ કે મ્હારી

દોસ્તીને ઈચ્છનારો આ જીવ નિકટભવી જણાય છે ! હીરા મોતી કિંમતિ ચીજ છે તેથી એનુ કઈ કિંમતિ નહિ એમ નથી "શેષે અનતે" જેના ચિત્તમા જે હોય તે પરિણામમા આવે તેથીજ અભયકુમારને લાગ્યુ કે આ નિકટભવી છે, નહિ તો એનો મારી સાથે સબધ ન થાય જો કે જીવ-કર્મ, મોક્ષ વિગેરેનો આર્દ્રકુમારને કઈ વિચાર નથી, પણ નિકટભવી જણાય છે, તો તેને સહાય શી રીતે કરવી ? આર્દ્રકુમારને કાગળથી સમાચાર લખાય તેમા તો બન્નેને જાણીતીજ ભાષા લખાય હવે એ તો સમજે નહિ તો લખ્યુ શા કામનુ ? જે મનુષ્ય જાણે અને સમજે તેની પાસે શાસ્ત્ર કામના નહિ તો ઉધઈ પાસે પુસ્તકો ઘણા છે જે ન વાચે, ન વિચારે, ન રહસ્ય સમજે કે ન શ્રદ્ધા કરે તેને માટે શાસ્ત્ર લગભગ નકામા છે કીડી મકોડી જેમ ગોળ ખાવામા સમજે તેમ ઉધઈ પણ શાસ્ત્રને ખાવા જેવુ સમજે તેમ જો વાચવુ વિચારવુ નથી તેને માટે તો શાસ્ત્ર એક વ્યવહારની ચીજ જેવુજ સમજવુ અભયકુમારે વિચાર્યું કે આર્દ્રકુમારને સમજાવવો એ ચોક્કસ પણ મોકલવુ શું ? બહુ વિચાર કરીને અભયકુમારે છેવટે કેવલ પ્રભુની મૂર્તિ મોકલવી એમ નક્કી કર્યુ, કેમકે તેના દર્શન જો અગાઉ કર્યા હશે તો તેને જરૂર યાદ આવશે અતિચાર ભણ્યા હોઈએ પણ અભ્યાસમા થોડા લીધા હોય તો સ્મરણમા આવવુ રહેલ છે ઘણાએ કહે છે કે-' દર વર્ષે એને એ કલ્પસૂત્ર સાભળવાથી શુ ?' આ પ્રશ્નના સમાધાનમા સમજવુ જોઈએ કે એ તીર્થંકર મહારાજના ચરિત્રો એવા ઠસી જવા જોઈએ કે મરતી વખતે પણ યાદ આવી જાય જેનો સસ્કાર નાખવો હોય તે વારવાર કરવુ જ જોઈએ અનાદરથી પણ જરૂરી સસ્કાર નાખવા જોઈએ માણસ જેમ દુનિયાદારીમા વધારે ઝપલાય તેમ તે ધર્મથી દૂર રહે છે, અને દુનિયાદારીમા ગમે તેવી સ્થિતિ થાય એમ માનનારને અવસરે સયોગ મળે તો ધર્મમા ઉચી સ્થિતિ પણ થાય

## સમ્યગ્દષ્ટિઆત્મા, કુટુંબને સુધારવા પ્રયત્ન કરે છે

એક શેઠનો છોકરો એવો તો વ્યવહારમા પડી ગયો કે ધર્મ તરફ રૂચિજ નહિ શરીર સુદર હોય, ઘરેણા ગાઠા, લુગડાલત્તા ઉત્તમ હોય પણ અદરનુ વાસ્તવિક જીવન ન હોય તો શુ કામનુ ? તેમ બધુ હોય પણ સમ્યક્ત્વ ન હોય તો નકામુ છે જેને ધર્મમાર્ગની શ્રદ્ધા હોય તે તો આત્માના ગુણોનેજ જીવન માને તેથી બાપને લાગ્યુ કે આ છોકરો વ્યવહારમા જીવતા છતા મુડદુ છે, વાસ્તવિક તેને જીવ જીવન નથી ખસે જે કાવડ ન ખાય છે તે કાવડના બન્ને ઘડા સાજા ક્યારે ? આ સાજો તો પેલો સાજો આ ફૂટે તો બીજો પણ ફૂટે સમ્યગદષ્ટિ પણ બીજાના જીવનને તૈયાર કરે તોજ પોતાનુ જીવન સાર્થક સમજે ! દૂર રહેનારને અગ્નિ બાળતો નથી, પણ ગરમી તો કરે છે, અને હડકાયો કુતરો કરડતો નથી પણ દૂર રહેનારા તેનાથી ગભરાય છે તેવી રીતે

મારા પદાર્થો નજીકમાજ હોય અગર દૂર હોય તો પણ અસર કરે છે શેઠ વિચારે છે કે મારા આત્મામા જો જીવન હોય તો નજીકમાં નજીક એવા પુત્રમા એ જીવન આપવુ જોઈએ તેથી તેનામા સસ્કાર નાખવા ખૂબ પ્રયત્ન કરવા લાગ્યો

## દેશનાના દિવ્ય-અવતરણો

૧ મરજીને અનુકૂળ કહેનારા હરકોઈ હોય તો તેનું અંગીકાર કરાય છે પરન્તુ હિતકારી-ગુરૂપ્રોનું કથન સ્વીકારાતુ નથી, એજ આત્માની કમનસીબી છે.

૨ પોતાનો છોકરો ધાર્મિક સંસ્કાર વગરનો છે એની ચિંતા ધર્મિષ્ઠ માબાપોને જ હોય છે'

૩ ભક્તિભાવ વગર પણ દેખેલી પ્રભુની આકૃતિનો મત્સ્યને જાતિસ્મરણ જ્ઞાનને ઉત્પન્ન કરે છે

૪ ઉન્માર્ગે જનારાઓને સન્માર્ગે લાવનાર સત્સંગતિ છે ચંડકૌશિક સર્પને સન્માર્ગમા લાવનાર પ્રભુ મહાવીરનો સમાગમ છે

૫ અભયકુમારના સમાગમમા આર્દ્રકુમાર જાતિસ્મરણ પામે છે, અને ધર્મ સેવનનો અર્થી બને છે

૬ દીક્ષાદિ ધર્મની પ્રાપ્તિ માટે રૂગતુ કષ્ટ એ અલ્પ છે.

૭ બાર વર્ષે આર્દ્રકુમારે જવા માંડયુ, તે અવસર તેની સ્ત્રી કાંતના બેઠી છે, પણ મારૂ શું થશે?, મારૂ કરતા જાઓ' એમ કહેતી નથી, કારણ કે સ્વાશ્રયી જીવન જીવવાનું સાધન પાસે છે, તેથી બીજી ચિંતા નથી.

૮ લાકડા રૂપ કર્મને વિદારણ કરનાર શ્રમણભગવતો છે

૯ કર્મ વિદારણ કરવામા તીક્ષ્ણ સાધનો રૂપ દર્શન-જ્ઞાન-તપ ચારિત્ર એ તેજસ્વી છીણીઓ જો એ

૧૦ ચુનો સળગાવ્યા પછી ગધેડા લાયકની ચીજ ચૂને મૂકાય છે, તેવી રીતે ઉપન્ના આત્માનો અનુક્રમ છે, તે ધ્યાનમા રાખો!

૧૧ "કર્મ માને છે અને કર્મનો ડર લાગે છે" તેનાઓજ કર્મ વિદારણ કરવામા ઉદ્યમવંત થાય છે. "

### પ્રભુ દર્શનનો પ્રભાવ

તમારી મરજી થાય તેમા તો તમે ગામની ઘાંચણનુ પણ માનશો, રસ્તે ચાલતા મહોર પડી જાય, અને ઘાંચણ કે મજુર ઉપાડવા માટે કહે તો તે ઉપાડવામા તમને હરકત નથી, માબાપ કહે અને તમને તે વચન ગમે તો માનો છો, પણ હિતકારિ એવુ જો અણગમતું કથન કહે તો તમે સ્વીકારતા નથી ગામની ઘાંચણના કથનમા અને આ બાપના કથનમા ફેર શો? તમને ગમે તો તે બન્નેનુ માનો છો, અને ન ગમે તો એકનુ પણ માનતા નથી ઘરનો છોકરો માબાપ ના કહેવાથી બધું કરે છે, પણ ધર્મની રૂચિ નહિ હોવાથી ધાર્મિક સંસ્કાર પડતા નથી ધર્મિષ્ઠ માબાપની વૃત્તિ તો પોતાનો છોકરો ચોવીસે કલાક ધર્મમા રહે તેવુ તેઓ (માબાપ) ઇચ્છે છે, તેથી બાપે ઘરનુ બારણું નીચુ કરાવ્યુ બારણા ઉપર અને બારણાની સામે ભગવાનની મૂર્તિ રાખી એટલે નીચે નમતાજ ભગવાનની સામે દૃષ્ટિ પડી જાય આ દૃષ્ટિ આખી જીદગી સુધી રહી પણ છોકરો ધર્મ ન પામ્યો મરણ પામીને તે સ્વયંભૂરમણમા મત્સ્ય થયો પ્રભુની આકૃતિના મત્સ્યને જોતા ત્યા તેને ઉહાપોહ કરતા જાતિ સ્મરણ જ્ઞાન થયુ, ત્યા પિતાની શિખામણ યાદ આવવા લાગી, અને ત્યા અનશન કરીને દેવલોક ગયો પ્રભુશ્રી મહાવીરને ડંખ મારનાર ચંડકૌશિક પણ પ્રભુના પ્રતિબોધથી ક્રોધ વમીને સદ્ગતિમા ગયો, અને આરાધક ભક્તિ કરનાર કેમ મુક્ત ન થાય? અર્થાત સારા સંયોગની પ્રાપ્તિમા ભક્તો ભક્તિ કરીને જરૂર મુક્તિ પામે છે"

## ધર્મ માટે કપટ પણ કરાય.

અભયકુમારે આર્દ્રકુમારને માટે એક મૂર્તિ મોકલી, અને આને એકાંતમા ખોલવાનુ કહે વરાવ્યુ આર્દ્રકુમારે તેમ કર્યું, આવુ મ્હે કયાક જોયુ છે, એમ વિચારતા એને નિર્મળ-જાતિસ્મરણ જ્ઞાન થયુ, અને તે પછી એની વ્યવહારિક ચેષ્ટા ફરી બાપને થયુ કે આ ઉદાસીન રહે છે, એટલે કદાચ ભાગી જશે, માટે તે ભાગી ન જાય તે સારૂ પાચસે સુભટો તેને માટે ચોકીમા રાખ્યા શાસનમાન્ય શ્રીહરિભદ્રસૂરિજી કહે છે કે—ધર્મ માટે, દીક્ષા માટે કપટ કરી શકાય આર્દ્રકુમાર ફરવા જાય ત્યાં રોજ સુભટોથી રોજ થોડો થોડો વધારે છેટે જતો જાય, અને વળી પાછો આવે એમ વિશ્વાસ પમાડતો જાય છે છેવટે એક વખત બારોબાર વહાણની તૈયારી રાખીને તેમા બેસીને ચાલી નીકળ્યો સુભટો પણ રાજાને મોઢુ ન દેખાડવા માટે પાછળથી તેઓ બધા તેની પાછળ ચાલી નીકળ્યા પાછળ ગયેલા એ પાચસે સુભટો ભૂખે મરવાથી છેવટે લૂટારા થયા આર્દ્રકુમાર દીક્ષા લેવા તૈયાર થાય છે ત્યારે દેવતા કહે છે કે—હજી ભોગાવળી બાકી છે, છતા ઉલ્લાસવાળો જીવ રોકયો રોકાતો નથી તેણે દીક્ષા લીધી અને પતિત થયા તથા સંસારમા રહ્યા બાર વર્ષે આર્દ્રકુમારે જવા માડયુ, અને સ્ત્રી રેટીયો લઇને કાતવા બેઠી છે ધણી જાય પછી રેટીયો એ તે કાળમા આજીવિકાનુ સાધન છે પાછલવાબાનુ શુ થશે? એમ બોલનારે સમજવાનુ છે કે જાનવરો કે પશુપક્ષી પણ પોતે પોતાનુ કરી લે છે, એટલે જાનવરો પણ સ્વાશ્રયી છે, તો સાધન કરીને જવુ જોઇએ એમ મનુષ્યોથી કેમ બોલાય છે? કહેવુ પડશે કે સયમ પ્રત્યે રાગ નથી, અને સયમી થાય તો તેમને સોહાતુ નથી

## કર્મ વિદારવાના તીક્ષ્ણ સાધનો.

લાકડા ફાડનાર અને સાધુ બન્ને વિદારક છે લાકડા ચીરનારો લાકડાને ફાડે છે, અને સાધુઓ કર્મરૂપ લાકડાને વિદારે છે લાકડા ફાડનારને બુઠ્ઠું હથીયાર આપો તો એ શુ કરી શકે? તેમ કર્મ વિદારવાને તૈયાર થયેલો ગમે તેવો ઉલ્લાસવાળો શૂરો હોય પણ વિદારણ કરવાના સાધન તીક્ષ્ણ હોવાજ જોઇએ એ ઓજાર તે સમ્યગ્દર્શન, જ્ઞાન, તપ, અને ચારિત્ર જેણે આ ચાર લીધા નથી, તે કર્મરૂપ લાકડા કાપનારા નથી, પણ માત્ર બોલનારાજ છે, અર્થાત તેવાઓથી કર્મ ખપવાના નથી, અને એથી ઉપર જણાવેલા ચારે નિયમિતપણે હોવા જોઇએ અનુક્રમ શા માટે? ચોખા પહેલા રધાય અને ચૂલા પછી સળગાવાય એમ બને? ન બને તેમ આ અનુક્રમ ખાસ ઉપયોગી છે કુહાડો લઇને તે આવ્યો છે પણ ફાડવુ છે શું? આત્માર્થી માટે જે ફાડવા લાયક કઇપણ ચીજ હોય તો તે કર્મ છે પહેલા કાષ્ઠ ઘેર આવે પછી વાઢનારને બોલાવાય તેમ પહેલા કર્મને માને અને તેના ઉપર તિરસ્કાર છૂટે, ત્યારપછીજ સાધનો બરાબર કામ કરી શકે છે તે સબધિ અત્ર વર્તમાન

# સ્વ૦ આગમોદ્ધારકની અમોઘ-દેશના. ૫.

૧ આત્માની ઓળખ વગર શરીરને શણગારનારાઓ મુડદાને શણગારનારા છે

૨ આત્માએ સર્વસાવદ્યયોગથી ખસવું તેનું નામ સામાયિક ધર્મ છે

૩ આત્માને સંસ્કારી બનાવવા માટે ૯૮ પુત્રો ઋષભદેવ પિતા જે જીવન જીવે છે તે જીવનનું અનુકરણ કરે છે

૪ સમુદ્રના મુસાફરે વહાણના કપ્તાનનું કથન સ્વીકારવું જોઈએ, તેવી રીતે સંસાર સમુદ્રથી પાર ઉતરનારાઓએ ધર્મ જહાજના કપ્તાન ગુરૂવર્યની આજ્ઞા સ્વીકારવી જોઈએ

૫ દીક્ષા લેનાર આવનાર ઘેર જઈને રજા લેવા જવાનું કહેતો જવાબમાં ગુરૂ કહે—"मा पडिबंध करह" એ શબ્દોથી શાસન વ્યવસ્થા સમજતા શીખો !

૬ કર્મ બંધનના સ્થાનમાં આજ્ઞા કે અનુમોદન અપાય નહીં, અને તેથી તેના અવસરમાં "जहा सुहं" ઈત્યાદિ શબ્દોનો પ્રયોગ થાય છે તે વિચારણીય છે

૭ પ્રભુ એ ઝવેરી છે, અને અધ્યયનના સૂત્રો એ ઝવેરાત છે

૮ ૯૮ પુત્રો દીક્ષિત થયા તેમાં મહિમા પ્રભુનો કે અધ્યયનનો ?

૯ છોડવા લાયકને આદરવા લાયક ગણવામાં અને આદરવા લાયકને છોડવા લાયક ગણવામાં સમ્યક્ત્વનું વિસર્જન થાય છે, અને મિથ્યાત્વનો સ્વીકાર થાય છે

૧૦ વાચના-પ્રશ્નનાને લપ ગણનારા સજ્જડ જ્ઞાનાવરણીય બંધાય છે, કે જે કર્મ બારવર્ષના આયંબીલથી પણ નિર્જરતું નથી

૧૧ ગુણ-પ્રાપ્તિના ઉમેદવારોએ ગુણીજનના ભંડાર ગુણીના બહુમાન કરવાજ જોઈએ

૧૨ ભગવાનની આરાધનાથી જ્ઞાન-દર્શન-ચારિત્રની આરાધના થાય છે, અને આશાતનાથી તે તે ગુણોની આશાતના કરીએ છીએ, કારણ કે સંપૂર્ણ જ્ઞાન-દર્શન ચારિત્રના ભંડાર છે

૧૩ મિથ્યાત્વ એજ કર્મની જડ છે કારણ-કે શુદ્ધ દેવ-ગુરૂધર્મને ન માનવા તે મિથ્યાત્વ રૂપ ગુન્હો છે

૧૪ ટાઢ વાય ત્યારે ગોદડું ઓઢવું જોઈએ, તેમ અજ્ઞાન રૂપ ટાઢ હેરાન કરે છે ત્યારે જ્ઞાન રૂપ ગોદડું ઓઢવું જોઈએ

૧૫ કર્મનો સંહાર કરનાર ખરા સૈનિકો સાધુઓ જ છે

૧૬ "ઐહિક સુખ મળે અને દુઃખ ખસે" આ ભાવના એ પ્રમાદની પરિપૂર્ણ જડ છે

૧૭ સુખ દુઃખ આવે પણ પોતાની ફરજ ન ચૂકે તે ખરો લડવૈયો, અને આથી ખરો લડવૈયો સાધુ જ છે

૧૮ ફરજ ગમે તેવી આકરી હોય—પણ વફાદાર સૈનિક તે ફરજને બજાવે છે, કારણ કે भगवदाज्ञैव श्रेयस्करी ।

શાસ્ત્રકાર મહારાજા શ્રી સુધર્મસ્વામિજી શ્રી સૂત્રકૃતાંગસૂત્રના બીજા અધ્યયનની શરૂઆતમાં જે ભાવો જણાવે છે, તે ભાવોને નિર્યુક્તિકાર નિર્યુક્તિમાં જણાવે છે અઠ્ઠાણું ભાઈઓ સલાહ લેવા આવ્યા અને ભગવંતની આજ્ઞા કલ્યાણકારી છે એમ સ્વીકારે છે મુડદાને ઘરેણાં ગાઢાં પહેરાવે તેની કિંમત શી ?, કે આત્મ

પોતાને ઓળખે નહિ અને આત્મા જો પોતાનુ ન વિચારે તો શરીરને શણગારવુ એ બધુ શબ (મુડદા) ને શ્રૃંગાર સજાવવા જેવુ છે ! "આત્મા ! આત્મા !" એમ નોકારવાળી ગણી તે સંસ્કાર પાડવા માટે છે. લુગડાને ખગણમા નાખ્યું, તૈયાર કર્યું, પણ રંગ ન ચઢાવે તો દશાશી ? તેવી રીતે આત્માને સંસ્કારો પાડીને માથે છાપ પાડવી જોઇએ ! એવુ શ્રેય શી રીતે થાય તેની પ્રવૃત્તિ થવી જોઇએ ? જૈન શાસ્ત્રકારો સામાયિક ધર્મ તેનેજ કહે છે કે—આત્માએ સર્વ સાવદ્ય યોગથી ખસવુ અર્થાત્-વિભાવવી= પરપરિણતિથી ખસવુ, અહાણુયે ભાઇઓ વિચાર કરે છે કે આત્મા સંસ્કારી કેમ થાય ?, પૂજ્ય પિતાજીએ જે માર્ગ અંગીકાર કર્યો છે, તેજ માર્ગ સ્વીકારાય તોજ આત્મા સંસ્કારી થાય સમુદ્રમા વિહાર કરનારે કપ્તાનનુ કથન માનવુજ જોઇએ ! સંસાર સાગરમા ધર્મ જહાજમા બેઠેલાએ તેના સંચાલક (માહીતગાર) નો હુકમ માનવોજ જોઇએ !' 'भगवद्दर्शितं श्रेयस्करं' પેલા અઠ્ઠાણું શુ પૂછવા આવ્યા હતા ? જેને અંશે પણ મમત્વભાવ ન હોય તેવા તીર્થંકર મહારાજાની પાસે ઘેર જવાનુ પુછવા આવ્યા છે હવે ઘેર જવાનુ કે રાજપાટ, મોજશોખ વિગેરે ભોગવવાનુ ?, તે ભગવંત શી રીતે કહે ?, એ તો દીક્ષા લેવા આવનાર પણ માબાપ વિગેરેને પૂછવા જવાનુ કહે ત્યારે પણ "मा पडिबंधं करेह" એમજ કહે છે

## આ મહિમા પ્રભુનો કે અધ્યયનનો ?

સામાયિક, પોસહમા ઇરિયાવહિ પડિક્કમવાની આજ્ઞા માગે તો पडिक्कमेह એમ કહેવામા આવે છે અર્થાત્ ત્યા આજ્ઞાજ હોય જ્યારે કર્મબંધનના સ્થાને 'जहा सुहं देवाणुप्रिय' કહેવામા આવે છે કર્મબંધનના સ્થાનમા આજ્ઞા કે અનુમોદના હોયજ નહિ ! अत्रार्थे सम्मति કરીને વખત આવે જણાવ્યુ કે अत्रार्थेऽसम्मति ! શાસ્ત્ર વિરુદ્ધના ખરડામા સમ્મતિ લેવા આવેલા ત્યા બુદ્ધિમાને આ યુક્તિ કામે લગાડી પાસેહ લેનારને દીક્ષાની ભાવના થાય અને 'ઘેર જઇ આવુ ?' એમ પૂછે ત્યારે ગુરુ કહે કે— जहासुहं देवाणुप्रिय मा पडिबंधं करेह ' ભગવાન્ શ્રી મહાવીર દેવે ગૌતમસ્વામીજી વિગેરે ચુમ્માલીસસોને એક પહોરમા દીક્ષા આપી અઠ્ઠાણુંયે ભાઇઓ હાથ જોડીને પ્રભુને કહે છે—'આપની આજ્ઞા પ્રમાણેજ અમારે કરવુ છે' ભગવાન આજ્ઞા શી કરે છે ?, ભગવાન્ શ્રી ઋષભદેવજી ફરમાવે છે. કે—"આ સંસાર અસાર છે.! ભરતની આજ્ઞા ફેરાવનારી છે ! રાજ્યજ અનર્થકારી છે," ખાજલા ખાઇને મૂત્ર પીવા કોણ તૈયાર થાય ? સોનાની નળીથી મૂત્ર પીવુ કોણ કબુલ કરે ? કલ્યાણનો રસ્તો સંયમ છે, અને તેજ અંગીકાર કરવો જોઇએ

આ સાભળીને તે બધાએ પ્રવ્રજ્યા લીધી રાજ્યનુ રક્ષણ કરવા માટે શુદ્ધ ની આજ્ઞા લેવા આવેલાએ દીક્ષા લીધી આ મહિમા પ્રભુનો કે અધ્યયનનો ? બન્નેનો, પ્રભુ ઝવેરી છે, સૂત્ર એ ઝવેરાત છે ઝવેરાતને પકડી બેસાય, ઝવેરીને પકડી ન બેસાય, ખુબી ઝવેરાતની છે તીર્થંકર મહારાજે જે સંસાર આદિ પદાર્થોની કિંમત સમજવી તે અધ્યયનની મહત્તા છે

## ગુણના અર્થીએ ગુણીનુ બહુમાન કરવુજ જોઇએ !

આ અધ્યયનના ત્રીજા ઉદ્દેશામા અજ્ઞાનનો અપચય કરવાનુ કહ્યુ બે ભાઇએ દીક્ષા લીધી, અને બન્ને દીક્ષિતોમાથી એક ખૂબ ભણ્યો અને ગચ્છનો

નાયક થયો, બીજામા કોઈ ભણતર નથી, પેલા ભણેલાને તો દરેક બાબતના ખુલાસા કરવા પડે છે બધી વાત વાતમાજ એમનેજ પૂછે એટલે-ઊંઘ પણ પૂરી મળે નહિ જ્યારે નહિ ભણેલા બીજાને ચિંતાનુ નામ નિશાન નહિ, ભોજન કરે છે અને રાત દિવસ સુઈ રહે છે પેલા આચાર્ય ચયેલા વિચારે છે કે-આ લોકો પુછે છે એનો ખુલાસા કરૂ છુ, એનીજ આ રામાયણને ? છાડવા લાયકને આદરવા લાયક ગણી તથા આદરવા લાયકને પલોજણ ગણી ?

એક છોકરીને દેખવા માટે, તેણીના રૂપને દેખવા માટે એટલે અવળે રસ્તે દેખવા માટે અવળે રસ્તે ગાડા હાકતા ગાડા ભાગ્યા, ત્યારે પોતાનો વાક નહિ લેખતા છોકરીને લઈને ગાડા ભાગ્યા એમ જણાવ્યુ અને તે છોકરીનુ નામ અશકટા પાડયુ છોકરીનુ રૂપ જોવા માટે ગાડા અવળે રસ્તે નાખ્યા, અને ભાગ્યા તેમા છોકરીનો દોષ કાઢયો ! પિતાએ વિષય કષાય ત્યાજ્ય સમજીને દીક્ષા લીધી ઉત્તરાધ્યયન સૂત્રના ચોથા અધ્યયનના બાર કાવ્ય છે, તેમા બાર વર્ષ ગયા રોજ આએલ કર્યા છતા બાર કાવ્ય આવડયા નહિ પહેલા ભવના બાધેલા કર્મ આચાર્યપણામા ભણાવતી વખતે 'આ લપ કયા વળગી ! આ પરિણામે અત્રે જ્ઞાન પ્રાપ્ત થતુ નથી ! મગજમા ઉતરતુજ નથી ! તે ભવમા જે સુઇ રહ્યો હતો તેને સારૂ ગણ્યુ અને વાચના પ્રચ્છનાને લપ ગણી હતી, તેનુજ આ પરિણામ ! અશકટાના પિતાએ વિષય, કષાય, માન વિગેરે છોડેલા છતા જ્ઞાન ચઢતુ નથી, કારણ કે જ્ઞાનાવરણીય કર્મનો ઉદય છે જ્ઞાનીના બહુ માન થવા જોઇએ ! જ્ઞાનની આરાધના માનીએ તો જ્ઞાનીનુ બહુ માન તો અવશ્ય થવુ જોઇએ ! કેવળજ્ઞાનના મહિમાર્થે દેવતાઓ કેટલે કેટલે દૂરથી વદનાર્થે આવે છે ? જ્ઞાનીનો આદર કેવી રીતે કરશો તે જે નથી સમજતો તે નમો નાણસ્સ જપ્યા કરે તેથી શુ ? 'દેવ, ગુરુ, ધર્મ' એ શબ્દો તો બધાએ રાખ્યા છે જમાલિ, ગોશાલો પણ એ શબ્દને તો માનતા હતા, પણ એથી વળે શુ ? એ સાચા મળે તોજ સાચુ ફલ પ્રાપ્ત થાય જેનામા દેવત્વ, ગુરૂત્વ, ધર્મત્વ રહેલા છે તેનુ બહુમાન થવુંજ જોઇએ ! તેજ યોગ્ય ફલ મળી શકે જ્ઞાન આરાધના કરવા લાયક છે પણ તે જ્ઞાની દ્વારાએ

અઠ્ઠાણુ પુત્રો ઋષભદેવજીને માને તે યોગ્યજ છે કોઈ કહે કે—'ઋષભદેવજીને શા માટે માનવા ? તેમના કેવળજ્ઞાનનેજ માનવામા શી હરકત ? વ્યક્તિને શુ કામ માનવી ? ગુણનેજ માનીએ તો શુ વાધો ? બોળનુ કામ છે કે બારદાનનુ પણ જે મનુષ્ય ગુણીને નથી માનતો તે ગુણને કઇ રીતે માની શકવાનો ? આત્મા સિવાય એકલુ જ્ઞાન હોયજ નહિ ગુલાબની સુગધ, મરીની તીખાશ કે મીઠાની ખારાશ જોઈએ તો તે તે ગુણવાળા પદાર્થજ લેવાય સુગધ, તીખાશ, ખારાશ વિગેરે એકલા અદ્ધર દ્યાઈ પણ મળી શકે તેમ નથી ? ભગવાન પાસેજ જ્ઞાન, દર્શન, ચારિત્ર છે તો જેને તે જોઇતા હોય તેણે ભગવાનનુ બહુમાન કર્યે જ છુટકો ! દ્રવ્ય વિના ગુણ હોયજ નહિ, ગુણનુ ભાજન દ્રવ્ય છે

## ગુણીની ભક્તિથી ગુણની ભક્તિ તથા ગુણીની આશાતનાથી ગુણની આશાતના થાય છે

જ્ઞાનીની આરાધનાથીજ જ્ઞાન, દર્શન, ચારિત્રની પ્રાપ્તિ થાય ભગવાનની આશાતનાથી જ્ઞાન, દર્શન, ચારિત્રની આશાતના થાય તેમની ભક્તિથી જ્ઞાનાદિની ભક્તિજ થવાની જ્યારે દુનિયાદારીથી પણ જ્ઞાનને-કેળવણીને માન આપવું

હોય તો તે જ્ઞાની કે કેળવાયેલાનુ સન્માન કરવુ પડે છે, તો ધર્મની દ્રષ્ટિએ વીતરાગ કેવલીનુ બહુમાન થવુજ જોઈએ ! રાજ્યાધિકારીને સલામ કરવી એ વિનય, પણ સલામ ન કરવી તે વિનય ન કર્યો કહેવાય એટલુંજ નહિ પણ ઉલટુ અપમાન કર્યું કહેવાય, તો જિનેશ્વરને લાયકના ભકિત સત્કાર ન કરીએ તો તેનુ માન ન કર્યું, એટલુંજ નહિ પણ ઉલટુ તેનુ અપમાન કર્યા બરાબર છે

મિથ્યાત્વ એજ કર્મની જડ છે શુદ્ધ દેવ, ગુરુ, ધર્મને ન માનવામા આવે તે મિથ્યાત્વરૂપ ગુન્હો થયો, તેથીજ મિથ્યાત્વથી સંસારમા રખડપટ્ટી થાય છે ! અને સમકિતથી મોક્ષનો રસ્તો જડે છે ! નાના છોકરાને 'કાકો, મામો, કોણ તે ખબર નથી છતા તેને શીખવવામા આવે છે, પછી મોટો થતા આપોઆપ તે સમજી શકશે' જૈન શાસનના બધા પર્વો ત્યાગ વૈરાગ્ય માટે છે, એકે પર્વ અઢારમા ભેદ માટે-લાડુ માટે નથી, પણ તે દિવસે ઉપવાસ, પૌષધ, સામાયિકાદિ કરવા માટે છે દીવાળીના દિવસે દુનિયાદારીથી ભલે તમે ઘુઘરા-ફાફડા વિગેરે કરો, પણ ખરો ઉદ્દેશ તો ત્યાગ-વૈરાગ્યનોજ છે જેમ દીવાળી, પર્યુષણ વિગેરે દર્શનના તથા ચારિત્રના ઉદ્યોત માટે છે, તેમ જ્ઞાનપચમી એ ખાસ જ્ઞાનના ઉદ્યોત માટે છે

પ્રમાદ તજી ફરજ અડગ રીતે બજાવે એજ સાચો સૈનિક !!!

અજ્ઞાન નિગ્રહસ—ટાઢ વાય ત્યારે ગોદડુ ઓઢાય, અજ્ઞાન જ્યારે હેરાન કરે છે ત્યારે જ્ઞાન રૂપી ગોદડુ ઓઢવુ જોઈએ ને ? મોક્ષ માટે જ્ઞાન અને ક્રિયા બન્ને જરૂરના છે ज्ञानक्रियाभ्यां मोक्ष જ્ઞાન આવ્યુ હશે તોજ સમ્યક્ ક્રિયા આવવાની અને તેથીજ આ પર્વ કાઢયુ ઘરમા ચોપડીઓ ગમે ત્યા રખડે એમ ન થવું જોઇએ ! જ્ઞાનની જો આરાધના કરવી હોય તો જ્ઞાનના સાધનરૂપ ચોપડીઓ વિગેરેને સત્કારથી રાખો ! આશાતના નજ થવા દો ! જ્ઞાનની પૂજા, બહુ-માન, આરાધના આત્માના ફાયદા માટે છે આત્મામા જ્ઞાનના સસ્કાર પાડવા માટે આવશ્યક છે

કર્મને સહારવા માટે, મોહને હણવા માટે ખરા લડવૈયા સાધુઓ છે ! તેમણે (તે સાધુઓએ) પ્રમાદને તજવો જોઈએ ! સુખ મળે, દુ ખ ખસે (ઐહિક) એ ભાવના એ પણ પ્રમાદની જડ છે, સુખ દુ ખ ગમે તે આવે તો પણ ફરજ બજાવે તે ખરો લશ્કરી છે તેમ સાધુઓએ સુખનો અને દુ ખનો પ્રમાદ વર્જવાનો છે અને ફરજ ગમે તેવી આકરી હોય તો પણ બજાવવાની છે તે ફરજના સ ળ ઘનું સ્વરૂપ અગે વર્તમાન

# ૨૪૦ આગમોદ્ધારકની અમોઘ-દેશના. ૬

૧ દેશ અપાવનારને પૂછ્યા સિવાય રાજીનામુ આપવુ તે યોગ્ય નથી

૨. અધ્યયનના શ્રવણથી અભિમાનની સળગતી હોળી શાંત થઈ ગઇ

૩. ઝવેરાતની કિંમત જાહેર થાય એટલે ઝવેરીની અને ઝવેરાતની કિંમ-તના યશોગાન ગવાય છે

૪. સાધુ થયા છતા સાધકદશામા

રહેવુ અને સાધક દશામા બાધક પ્રસગોને તિલાજલી આપતા રહેવુ એ કઠિન કાર્ય છે

૫ નદીના કાઠે ધ્રોને (લીલી ઘાસને) કાપી નાખ્યા છતા ધ્રોના મૂળીઆ રહેલા પુન ઉગે છે, તેવી રીતે કર્મની જડો રહેવાથી પુન કર્મોની જમાવટ થાય છે.

૬. ચૌદ પૂર્વ ધરો અને ચાર જ્ઞાનિઓ જે અનતર ભવે નિગોદમા જાય છે, તે પ્રસગમા કર્મોની જડ રહેલી જ તેઓને ભારે પડે છે

૭ આત્માથી કર્મોનુ છુટાપણુ તે નિર્જરા, અને સર્વથાપણે કર્મોનુ આત્માથી છુટાપણુ તે મોક્ષ છે

૮. ભવિષ્યને અગે ફરીને કર્મ ન બધાય તેવી તાકાત નિર્જરામા નથી, પણ તે તાકાત મોક્ષમા છે

૯ સર્વ કર્મની નિર્જરા થાય, અને ફેરી કર્મ ન બધાય તેની જવાબદારી-જોખમદારી લેનાર મોક્ષ તત્ત્વ છે

૧૦ જ્ઞાનાવરણીયાદિ કર્મોએ અચિન્ત્ય-શક્તિના ધણી એવા આ જીવને નિ સત્વ કરી દીધો છે

૧૧ જ્ઞાનાવરણીયકર્મ જ્ઞાનગુણને આવરે છે, પણ જ્ઞાન ગુણને નાશ કરતુ નથી

૧૨ અપ્રત્યાખ્યાની કષાયો અને પ્રત્યાખ્યાની કષાયો કેવળ દ્રવ્યચારિત્રને રોકે છે એ સમજતા શીખો!

૧૩. સમકીત થવાની સાથે ભાવચારિત્ર આવી જાય છે, અને સાથે સમ્યક્ત્વ ધ્યેય પણ હોય છે

૧૪ સાધુ ધર્મની પ્રાપ્તિ માટે તલ્લીન હોય તેને દેશવિરતિ ધર્મ હોઈ શકે છે

૧૫ કષાયો જાય ત્યારે વિરતિ આવે છે

૧૬. સાધુપણુ એ આત્માનો સ્વભાવ છે, અને ગૃહસ્થપણુ કર્મનો સ્વભાવ છે

૧૭ પ્રત્યાખ્યાની-અપ્રત્યાખ્યાની કષાયો જાય ત્યારે ગૃહસ્થપણામા રહેવાનુ કારણ નથી, આથીજ ભરત-વલ્કલચીરી કેવળજ્ઞાન થયા પછી મુનિવેષ સ્વીકારે છે,

૧૮ દુનિયાદારીના પદાર્થોમા 'अहं मम' એટલે હુ અને મારાપણુ ખસે નહીં ત્યા સુધી વિરતિ આવતી નથી

૧૯. મિથ્યાત્વાદિ કર્મ બધના પ્રકારોમા અજ્ઞાન અગ્રેસર ભાગ ભજવે છે.

કર્મની જડને મૂળથી ઉખેડો!

શાસ્ત્રકાર મહારાજા શ્રી સુધર્મસ્વામિજી શ્રી જબૂકુમારને ઉદ્દેશીને સૂત્રકૃતાગસૂત્રના બીજા અધ્યયનની રચના કરે છે, અને સૂત્રોના ભાવ નિર્યુક્તિકાર નિર્યુક્તિમા ખોલે છે, અને તે ભાવો અનુસાર અભિમાનની હોળી શાત કરવા પુત્રોને ભગવાને ઉપદેશ આપ્યો. અધ્યયનમા એવુ શુ છે કે જેથી હોળી શાન્ત થઈ! એ અધ્યયનની વિચારણા કરવા પહેલા આ વાત નક્કી છે કે નાકરી આપવુ અધ્યાપનારને પૂછ્યા શિવાય શરૂ કરવુ તે યોગ્ય નથી, એ રીતે અકાળે

આત્માનો સ્વભાવ ન હોય તો ચારિત્ર મોહનીય કર્મજ કયા કહેવાનુ ? વળી સિદ્ધના સ્વભાવને અંગે શું માનવુ ? દ્રવ્ય કે વ્યવહાર ચારિત્ર ત્યા નથી ચારિત્ર મોહનીય કષાય કયા ચારિત્રને રોકે છે ?

ઉ૦ અનંતાનુબંધી કષાયો સમકિતને રોકે છે, અપ્રત્યાખ્યાની તથા પ્રત્યાખ્યાની કષાયો કેવળ દ્રવ્ય ચારિત્રને રોકે છે, ભાવ ચારિત્ર તો સમકિત થયુ કે આશેજ થઈ ગયુ છે, સમ્યગ્ વૈરાગ્ય સમકિતિને હોયજ ! અપ્રત્યાખ્યાની કષાય જાય ત્યારે દેશવિરતિ આવે છે જે સાધુ-ધર્મમા તલ્લીન હોય તેનેજ દેશવિરતિ હોય, કેમકે સર્વ-વિરતિને ઇચ્છતો છતો અશક્તિને લઇને રોકાયો તેથી દેશવિરતિપણુ લેવાણુ પ્રત્યાખ્યાની-કષાયો જાય ત્યારે સર્વવિરતિ આવે સર્વવિરતિ એ આત્માનો ગુણ છે તેથી સ્વલિંગ સિદ્ધ કહેવાય છે

કેવલજ્ઞાન થયા પછી બીજો જન્મ તો લેવા નોજ નથી-તો પછી ભરત મહારાજ, વલ્કલચીરીને સાધુ થવાની (સયમ વેષ લેવાની) શી જરૂર હતી ? સાધુપણુ એ આત્માનો સ્વભાવ અને ગૃહસ્થપણુ એ કર્મનો સ્વભાવ છે, પ્રત્યાખ્યાની તથા અપ્રત્યાખ્યાની કષાયો જાય ત્યારે ગૃહસ્થ પણામા રહેવાનુ કારણ નથી, તેથી સાધુપણુ લેવાય છે દુનિયાદારીના પદાર્થોમાથી अहं मम પણું ખસે નહિ ત્યાસુધી વિરતિપણુ આવી શકતું નથી.

## અજ્ઞાનજ એજ મહા દુઃખ છે.

મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા યોગથી જે કર્મ બધાય છે તે બધા અજ્ઞાનથીજ બધાય છે કર્મ બધનના સઘળા પ્રકારોમા અજ્ઞાનજ ભાગ ભજવે છે

अज्ञान खलु कष्ट

અજ્ઞાન મહા દુઃખદાયી છે ચાહે જેવા તીવ્ર ક્રોધ, માન, માયા, લોભથી કર્મ બધાય તો પણ વનસ્પતિ જેટલાં કર્મ કાપે તો જરૂર છેડો આવે, પણ અજ્ઞાનથી બધાયલા કર્મોનો એટલે કે નિગોદના જીવોનો આટલા કાપે તો બહાર આવેજ એવો કઈ પણ નિયમજ નથી

સ્વસ્વરૂપને જાણે અને તેમા જેઓ રમણતા કરે તેને કર્મ બધાતાંજ નથી अज्ञाण विअहस्स— અજ્ઞાનથી સચય કરેલા કર્મનો અપચય કરવો આવશ્યક છે, કારણકે-આત્મા અનેકવિધ કર્મથી દબાઈ ગયો છે તાકાત હોય તે તો પત્થરને દૂર ફેકી દે અને પત્થર તળે આવેલો હાથ સલામતીપૂર્વક બહાર ખેચી લે. જો તમે અસમર્થ હો તો કર્મને ધીમે ધીમે ખસેડો !, સમર્થ હો તો નિર્જરા તપથી એકદમ ખસેડો !, ભીલે સાચી હીરાની વીંટી પહેરી હોય અને એક શ્રીમતે હીરાની ખોટી વીંટી પહેરી હોય તો અધિકારીને અને અનધિકારીને અગે તે વીંટી સાચી અગર જુઠી ગણાય છે, તેમ અધિકારી હોય અને ખરી વસ્તુ પકડે તો ખરેખર કલ્યાણજ થાય છે હવે અધિકારી કેમ બનવુ અને સાચી વસ્તુને કેમ પકડવી વિગેરે બીના અગ્રેવર્તમાન



# સ્વ૦ આગમોદ્ધારકની અમોઘ-દેશના. ૭.

દેશનાના દિવ્ય-અવતરણો.

૧ પ્રભુ આજ્ઞાને નહિ માનનારાઓની પૂજા યથાર્થ લાભદાયિ નથી

૨ "પ્રજા છતા રાજાને સભળાવી દે કે હુ માનતો નથી" તો શુ પરિણામ આવે? તેવી રીતે પ્રભુને સભળાવી દે કે હુ તને માનતો નથી તો પ્રભુ આજ્ઞા ભંગનો તે પાપી કહેવાય છે.

૩. જૈન શાસનમા દરેક કરણીઓ પ્રભુ આજ્ઞાને આધીન છે.

૪. ભર બજાર વચ્ચે પોતાની દુકાન બાળવાનુ મન થયુ અને બાળી તો બાળનાર ગુ હેગાર ખરો કે નહિ?

૫ બીજાને નુકશાન થાય તેવી રીતે પોતાની ચીજનો ઉપયોગ કરનારા પણ ભયકર ગુન્હેગાર છે

૬ પોતાની મીલ્કતનો દુરૂપયોગ થાય તે સારૂ ગાર્ડીયનો નિમાય છે, તો તમારી મીલ્કતનો દુરૂપયોગ માટે કયા વ્યવસ્થાપકો નીમવા છે? તેની શોધ કરો.

૭ વસ્તુના ઉપયોગને અને ફાયદાને સમજી શકીએ નહિ ત્યાસુધી વ્યવસ્થાપકની જરૂર છે એ ધ્યાનમા રાખો!

૮. મન-વચન અને કાયાને સર્વજ્ઞની આજ્ઞા મુજબ પ્રવર્તાવો નહિ તો રખડી જવું પડશે

૯ પોતાના આત્મામા ગુરુપણુ (સમર્થપણુ-વસ્તુના સદુપયોગ દુરૂપયોગને સમજવુ અને સમજીને પ્રવર્તવુ તે) ન આવે ત્યાસુધી જ્ઞાનીને આધીન બનો!

૧૦ ઉમ્મર વધવાની સાથે સગીરપણુ જાય છે, તેવી રીતે ગુરૂ નિશ્રામા રહેતા લાબા કાળે અજ્ઞાનપણુ જાય છે

શાસ્ત્રકાર શ્રીસુધર્માસ્વામિજીએ રચેલા શ્રીસૂત્રકૃતાંગ સૂત્રના બીજા વૈતાલિકઅધ્યયનની રચનાના ભાવોને નિર્યુક્તિમા નિર્યુક્તિકાર જણાવે છે કે કર્મને વિદારણ કરવુ એ જીવનો અતિમ ધ્યેય હોવોજ જોઇએ

## પોતાની ચીજનો ઉપયોગ પણ બીજાને નુકશાન થાય તેવો નજ કરી શકાય!

પ્રભુની આજ્ઞા-ખડન કરનાર, નહિ માનનારને પ્રથમ તો પ્રભુનુ પૂજન સુઝેજ નહિ, છતા કુલાચારથી કદાચ સૂઝે તો ત્રણ કાલ કરે, મહાવિભૂતિ યુક્ત પણ કરે, કિન્તુ તે કેવુ? આજ્ઞા રહીતપણુ હોવાથી લગભગ નકામુ હમેશા અષ્ટપ્રકારી વિગેરે પૂજાનો સામાન લઇને વાજતે વાજતે જનારા પણ શ્રાવકો હતા, પણ આવી રીતે વીતરાગની પૂજા લોક લજ્જાથી કરતો હોય તો તે સઘળુ પ્રાય વૃથા છે, એટલે તે પૂજા યથાર્થ લાભ દેનાર નથી રૈયત છતા રાજાને એમ સભળાવી દે કે -'હુ તને નથી માનતો,' પછી ચાહે તેટલો સત્કાર કરે પણ તે સર્વાગ નકામુ છે તેવી રીતે આજ્ઞા વિનાનો ધર્મ વૃથા છે, યથાથ ફલદાયી નથી તપશ્ચર્યા પણ આજ્ઞા પૂર્વક કરવાની છે, સાતમે આયબિલ કરે અને આઠમ ચૌદશે છુટા રહે તે અયોગ્ય છે आणाए संयमो આજ્ઞાએ સયમ છે શાસ્ત્રકાર કહે છે કે વરસાદની હેલીમા સાધુને એક બે ઉપવાસ થાય ત્યારે

હોય, પુણ્ય પાપ કરીએ તે તીવ્ર બધાય તો તેની સુકત પણ લાવી જોઈએ તપ, સંયમ તથા દાન જ્યારે ભવાંતરને માટે કરવાના છે તો તેમાં જાણકારની સલાહ તો ખાસ જરૂર છે હવે વિચારો કે-આ સર્વજ્ઞ ભગવાનના વાક્યોને, હે-હે-કરીને અવગણીએ તો શી દશા થાય? આજ્ઞા વિનાનો ધર્મ-પરાળના પુળા જેવો સમજવો! શાસનના જાણકાર વિના અમારો દસ્તાવેજ શુ કામનો? ઘરના દરેક કાર્યોમાં ઘરનાજ વકીલ અને ઘરનાજ ડાકટર રાખવામાં આવે છે તે અહેતુક છે ધારાશાસ્ત્રીઓ મત આપે તોજ મોટા મોટા રાજ્યો લડવાની જોખમદારી માથે લે છે તરવાર-ભાલા વિમાન તોપો વિગેરે શસ્ત્રો ધરાવનારા દેશો પણ લડાઈ કરવાના પોતાના વિશ્વાસુ ધારાશાસ્ત્રીઓનો મત હોય તોજ પગલુ આગળ ભરે છે દુનિયાદારીના દરેક કાર્યો વિવાહવાજન, ઘર ભાડે લેવું દેવું, દસ્તાવેજ વિગેરેમા વકીલની સલાહ લઈને કામ કરવામા આવે છે

આપણા આત્માને અંગે વકીલ કે સોલી સીટર વિગેરે જે કહો તે કેવળજ્ઞાની પ્રભુ છે અને તેની આજ્ઞા મુજબ નહિ વર્તતા પુણ્ય-પાપમા આપણે એવુ કેટલુ જાણી ગયા કે મતિ કલ્પનાએ વર્તન કરી શકીએ? ભગવાનના અઠ્ઠાણું પુત્રોએ વિચાર કર્યો કે ભગવાનનો છેડો છોડવો નહિ! ભગવાને ધવણ કરાવેલા અધ્યયનને સાભળીને તે તમામ પુત્રોએ તરતજ દીક્ષા લઈ લીધી વકીલ વિલાયત એટલે યુરોપમા કે અમેરિકામા રહે અને આપણે અહિં રહીએ તે શા કામનુ? એમ વિચારી તેઓએ દીક્ષા લીધી, અને તેઓના ચરણકમલની ઉપાસનામા રહ્યા આ અધ્યયનમા એવુ તે શુ છે કે જે સાભળીને બધાએ દીક્ષા લીધી

## ગુણીની ભક્તિથી ગુણની ભક્તિ, તથા ગુણીની આશાતનાથી ગુણની આશાતના થાય છે

જ્ઞાનીની આરાધનાથીજ જ્ઞાન, દર્શન ચારિત્રની પ્રાપ્તિ થાય, ભગવાનની આશાતનાથી જ્ઞાન, દર્શન ચારિત્રની આશાતના થાય અને તેમની ભક્તિથી જ્ઞાનાદિની ભક્તિજ થવાની જ્યારે દુનિયાદારીથી પણ જ્ઞાનને-કેળવણીને માન આપવું હોય તો તે જ્ઞાની કે કેળવાયેલાનુ સન્માન કરવું પડે છે, તો ધર્મની દૃષ્ટીએ વીતરાગ કેવલીનુ બહુમાન થવુંજ જોઈએ! રાજ્યાધિકારીને સલામ કરવી એ વિનય, પણ સલામ ન કરવી તે વિનય ન કર્યો કહેવાય એટલુજ નહિ પણ ઉલટું અપમાન કર્યું કહેવાય તો જિનેશ્વરની ભક્તિ સત્કાર ન કરીએ તો તેનુ માન ન કર્યુ એટલુજ નહિ પણ ઉલટુ તેનુ અપમાન કર્યા બરાબર છે

મિથ્યાત્વ એજ કર્મની જડ છે શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મને ન માનવામા આવે તે મિથ્યાત્વરૂપ શુ હો થયો, તેથીજ મિથ્યાત્વથી સંસારમા રખડ પટ્ટી થાય છે! અને સમક્તિથી મોક્ષનો રસ્તો જડે છે! નાના છોકરાને 'કાકો, મામો કોણ તે ખબર નથી છતા તેને શીખવવામા આવે છે, પછી મોટો થતા આપોઆપ તે સમજી શકશે જૈન શાસનના બધા પર્વો ત્યાગ વૈરાગ્ય માટે છે, એકે પર્વ અઢારમાસેજમાટે-લાડુમાટે' નથી, પણ તે દિવસે ઉપવાસ, પૌષધ, સામાયિકાદિ કરવા માટે છે દીવાળીના દિવસે દુનિયાદારીથી ભલે તમે ઘુઘરા-ફાફડા વિગેરે કરો પણ ખરો ઉદ્દેશ તો ત્યાગ-વૈરાગ્યનોજ છે જેમ દીવાળી, પર્યુષણ વિગેરે દર્શન તથા ચારિત્રના ઉદ્યોત માટે છે, તેમ જ્ઞાન પંચમી એ ખાસ જ્ઞાનના ઉદ્યોત માટે છે

**પ્રમાદ તજી ફરજ અડગ રીતે બજાવે એજ સાચો સૈનિક !!!**

'अर्नाण चियरस'—ટાઢવાય ત્યારે ગોદડુ ઓઢાય, અજ્ઞાન જ્યારે હેરાન કરે છે ત્યારે જ્ઞાન રૂપી ગોદડુ ઓઢવુ જોઇએ ને? મોક્ષ માટે જ્ઞાન અને ક્રિયા બન્ને જરૂરના છે 'જ્ઞાનક્રિયાભ્યા મોક્ષ' જ્ઞાન આવ્યુ હશે તોજ સમ્યક્રિયા આવવાની અને તેથીજ આ સૌભાગ્ય પંચમીનુ જ્ઞાનારાધન પર્વ કાઢયુ ઘરમા ચોપડીઓ ગમે ત્યા રખડે એમ ન થવુ જોઇએ! જ્ઞાનની જો આરાધના કરવી હોય તો જ્ઞાનના સાધનરૂપ ચોપડીઓ વિગેરેને બહુમાનપૂર્વકના સત્કારથી રાખો! આશાતના નજ થવા દો! જ્ઞાનની પૂજા બહુમાન, આરાધના આત્માના ફાયદા માટે છે આત્મામા જ્ઞાનના સસ્કાર પાડવા માટે આવશ્યક સાધન છે

કર્મને સહારવા માટે મોહને હણવા માટે ખરા લડવૈયા સાધુઓ છે! તેમણે (તે સાધુઓએ) પ્રમાદને તજવો જોઇએ! સુખ મળે, દુખ ખસે (ઐહિક) એ ભાવના એ પણ પ્રમાદની જડ છે, સુખ દુખ ગમે તે આવે તો પણ ફરજ બજાવે તે ખરો લશ્કરી છે તેમ સાધુઓએ સુખનો પ્રમાદ વર્જવાનો છે અને ફરજ ગમે તેવી આકરી હોય તો પણ બજાવવાની છે ફરજ સબધનુ સ્વરૂપ અગ્રેવર્તમાન



# ૨૪૦ આગમોદ્ધારકની અમોઘ—દેશના. ૮.

૧. કર્મ તોડી નાખવા એમ કહેવુ સહેલુ છે, પણ તે સબધિ કાર્ય કરવુ મુશ્કેલ છે

૨ મોહના મનથી મૂઢતા આવી છે તેને પ્રથમત દેશવટો દેવોજ જોઇએ!

૩ નિગોદમાથી નીકળીને અહિં શી રીતે આવ્યો એ પ્રસગ સ્મૃતિપ્રદેશ પર સ્થિર કરવા જેવો છે

૪. "ખારા તાબાના જીવોને ઉપાડી જનાર ધર્મરાજાને મુંઝવણની જરૂર છે, કારણ કે ઉપાડી ગયેલા જીવોનુ દુ પુન મોઢુજ જોઇ શકતો નથી" આ પ્રસગના ઉત્તરને સમજવાની જરૂર છે

૫ કર્મરાજાના રાજ્યને સગીન બનાવનાર બે પ્રધાનો છે, એકનુ નામ રાગકેશરી અને બીજાનુ નામ દ્વેષગજેન્દ્ર છે.

૬ જે જીવો મોક્ષે ગયા છે, જાય છે, અને જશે તે બધા જીવો ત્રણ કાળના ભેગા કરીએ તો એક નિગોદનો અસખ્યાતમો ભાગ છે

૭ રોગની ચરી હવા, હઠાવવી એ મુશ્કેલ છે, તેવી રીતે મોહરાજાનો મહામંત્ર "હુ અને મારૂ" એ નામનાને સર્વથા-સર્વદા દેશવટો દેવો એ મુશ્કેલ છે

૮ મોતીઆ આવે ત્યારે મૂળ સ્વરૂપે આખ સાજી હોવા છતા દેખાતુ નથી, તેવી રીતે મોહરાજાએ દ્રષ્ટિદોષ વિશે કર્યો છે કે દેખતા છતા આધળા જેવી સ્થિતિ કરી છે

૯. સ્વાન સૃષ્ટિ અને આ જગની સૃષ્ટિ એ બન્ને અતમા ભેદ છે

૧૦ "રાજ્ય રાખવા માટે ચક્રવર્તીની સાથે લડવુ છે, પણ રાજ્ય તો નિશ્ચર છે," આ સમજાય તોજ વાસ્તવિક લડાઇ

૧૧ "રાજ્યની અનેકામના લડવાની ભાવના કરાવે છે," આ બીના પ્રભુ-શ્રીઋષભદેવ પુત્રોને સમજાવે છે

૧૨. લોભને લીધે દેવો પણ લડે છે, અને તેથીજ સૌધર્મેન્દ્ર પણ ઇશાને દ્રની સાથે લડે છે.

૧૩ માથુ ફોડીને શીશે ખાના જેવુ સસારનુ સુખ છે.

૧૪. દુનિયાદારીમા રગાયેલા આત્માને દુર્ગતિના દુઃખો અવશ્યમેવ ભોગવવા પડે છે

૧૫ ક્રોધાદિ કષાયો એ વડલાના બીજ જેવા છે

૧૬ કષાયોના જોરે લક્ષ્મણ અને રાવણ નરકમા પણ લડે છે

૧૭ પોતાના શીંગડાના ટુકડા થાય તોપણ તિર્યંચો પરસ્પર લડે છે, વિચાર કરો કે તેઓને કિયા ઘરબાર લેવા છે?

૧૮. જુગારમા હારનારો અને જીતનારો બન્ને ગુન્હેગાર છે, તેવી રીતે આ સસારમા સાસારિક પદાર્થ મેળવનારાઓ અને ગુમાવનારાઓ બન્ને ગુન્હેગાર છે

૧૯ આરીસો મળ્યો અને જોયો છતા ડાઘા ન જાય તો દેખનારની મૂર્ખાઈ છે

૨૦ કર્મરાજા આપણુને પાયમાલ કરે અને દનામથી નવાજીએ તો એના જેવા મૂર્ખશિરોમણિ કોણ?

૨૧ જાણ્યા પછી તદનુસાર નહિ વર્તનારો મૂર્ખ છે

૨૨. ઓશીકે સાપ છે એમ જાણ્યા પછી નિશ્ચિત કેમ સૂવાય?

૨૩. એક જ ભવની ખાતર મરણથી બચવા માટે પાણીમા બાચકા ભરાય છે, તે અનત જન્મમરણથી બચવા માટે શુ શુ કરવુ જોઇએ?, તે વિચારો!

૨૪ સાપને સાપ નહિ સમજનાર મૂર્ખ છોકરો દોરડુ માની રમે છે, પણ સમજુ માણસ સાપને સાપ સમજ્યા પછી દૂર ખસે છે.

૨૫ સાઠ હજાર વર્ષો અજ્ઞાનમા કાઢનાર સગર પુત્રોને પ્રભુ જગાડે છે.

૨૬ જગાડવા છતા ન જાગે તેના જેવો બીજો કમનસીબ કોણ?

૨૭ ડૂબતી હોડી વખતે કોણ કોને બચાવે છે?

---

શાસ્ત્રકાર મહારાજા શ્રી સુધર્માસ્વામિજી શ્રી સૂત્રકૃતાગના બીજા વૈતાલિક અધ્યયનની શરૂઆતમા જે ભાવો જણાવે છે તે ભાવોને નિર્યુક્તિકાર-ભગવાન્ શ્રી ભદ્રબાહુસ્વામિજી નિર્યુક્તિમા જણાવે છે અઠ્ઠાણું ભાઇઓ સલાહ લેવા આવ્યા છે, અને ભગવાનની આજ્ઞા કલ્યાણકારી છે એમ સ્વીકારે છે અજ્ઞાનની આંધીમા જીવ કેવો અટવાય છે તે ખૂબ ખૂબ વિચારણીય છે

**કહેવું સહેલુ છે પણ કરવું મુશ્કેલ છે**

અજ્ઞાનથી બધાયેલ કર્મો તોડી નાંખવા એમ કહેવુ સહેલુ છે, પણ કર્મ તોડવાનુ કાર્ય કરવું મુશ્કેલ છે વાતો કરવી છે, પણ પરીક્ષા આપવી એટલે પરીક્ષામા પાસ થવુ કઠીણ છે કર્મો તોડવામાજ મુશ્કેલી છે! અજ્ઞાનથી બધાયેલ કર્મોનો અપચય કરવો મુશ્કેલ છે! વળી બે વાત નહિ બને 'તુલસી યે દો ના બને' લોટ ખાના ઔર ભસના' વળી 'દુગ્ધામે દોનુ ખોયા, ન મળ્યા રામ ઔર ન મીલી માયા' કર્મ તોડવા માટે જો કેડ બાધવી હોય! અને કટિબદ્ધ થવુ હોય! તો પહેલાજ મોહનો મત્ર ઉડાવી દેવો જોઇએ! એટલે મોહના મત્રથી મૂઢતા આવી છે તેને દેશવટો દેવોજ જોઇએ!!

---

## સુધારો—

શ્રી સિદ્ધચક્ર માસીકના ગતાક-માના પૃ ૧૮૧ માં દેશના ૬ વિષે આ આત્મા નિ સત્વ શાથી બન્યો છે? આ હેડીંગ નીચે 'આ આત્મા પલ્યોપમના અમ ખ્યાતમા ભાગ જેટલી વખત દેશવિરતિ અને સર્વવિરતિ પામી ગયો' તેમ છપાયુ છે તે 'આ આત્મા પલ્યોપમના અસખ્યાતમાભાગ જેટલી વખત દેશવિરતિ પામી ગયો' તેમ સુધારી લેવુ

### કર્મરાજાએ પ્રસરાવેલ ઝેરી હવા!

એક વખત કર્મરાજા ઉદાસ થઈને બેઠેલ છે એ વિચારી રહેલ છે કે હું ત્રણ જગતનો ચક્રવર્તી ખરો, અજાણપણે પણ રહેવું પડે, અને મ્હારો દુશ્મન, ધર્મ તો છૂટ્યો ફાટ્યો ફરે છે વળી છાશવારેને છાશવારે મારા તાબાના માણસોમાંથી એ જેને તેને ઉપાડી જાય છે, અને તે પણ એવો જબરો છે કે જેને જેને ઉપાડી ગયો તેનું ફરીથી મોઢું પણ જોવા મને મળે નહિ! આવી દશામાં મ્હારે કરવું શું? આવો વિચાર કર્મરાજા વ્યક્ત કરે છે તે વખતે રાગ કેશરી અને દ્વેષગજેન્દ્ર નામના બે પ્રધાનો ત્યાં બેઠા છે જો કર્મરાજા પોતે પાગલ થઈ જાય, તો પ્રધાનોના ટાટીઆ તો ભાગીજ જાય! એ પ્રધાનોએ તુરત કર્મરાજાને લઈ જઈને નિગોદનો એકજ ઓરડો (ગોળો) બતાવ્યો અને કહ્યું કે-'રાજન્! આ જુઓ અને સિદ્ધ ગયેલા કેટલા છે તે તપાસો! આ તો દરિયામાંથી સોય ભીંજવી લેવા જેવું છે નિગોદના જીવો એટલા બધા છે કે જે જીવો મોક્ષે ગયા, જાય છે અને જશે તે એક નિગોદના અસંખ્યાતમા ભાગે પણ નથી, પણ અનંતમા ભાગે છે જેમ એક ઝવેરી બધુ ઝવેરાત બહાર નથી કાઢી મૂકતો તેમ આ દેખાય છે તે તો બહારના જીવો છે, તેમાંથી ધર્મ ઉપાડી જાય છે ધર્મ તો બેઠો બેઠો કામણ કરે છે કામણ કરેલા મંત્રની સામે મંત્ર કરવો જોઈએ! કે જેના પ્રભાવે તેઓ ધર્મનું માને નહિ

### મોહરાજાનો મંત્ર.

રાગ, દ્વેષ, મિથ્યામતિ આદિ પ્રધાનોની પ્રેરણાથી હું અને મારૂં-'अहं मम' એ પ્રાપ્તિ મંત્ર કર્મરાજાએ ફેલાવ્યો અને ઝેરી હવાને સાતમી નારકીથી લઈને સર્વાર્થસિદ્ધ સુધી (ચૌદ રાજલોકમાં) ફેલાવી પ્લેગ થાય તો તેના ઝપાટામાં આવેલા જીવને પણ તેનો વિકાર હઠાવવો બહુ મુશ્કેલ છે કર્મરાજાએ એ મંત્રથી જગતને આખું ભીંત કરી દીધું પરિણામ સાક્ષાત્ છતાં જોવામાં નથી આવતું કહ્યું છે કે છોકરાને લોય મૂકો કે શેકડબાટ કરશો પણ જ્યાં સાતમું આઠમું વર્ષ બેસે ત્યાં છોકરો ભાગી જાય છે, અને માને શોધવા જવું પડે છે હવે છોકરાને માનો રાગ ગયો અને માને છોકરાનો રાગ થયો, તે પછી મોટા કર્યો, અને પરણાવ્યા પછી એ પરણેલા છોકરાઓ ઘરના કોઈનું માને નહિ! મા, બાપ, ભાઈ બધા છેટા!! (સ્નાન સુતક ખરૂં!) પણ શ્વસુર પક્ષના ટુકડા! (સ્નાન સુતકની) ખવરાવવા પીવરાવવામાં શ્વસુર પક્ષના ખરા! જ્યાંસુધી મીલ્કત દેખે ત્યાંસુધી ઘરની ધણીઆણી પણ તમારી જ્યાં ખોટ ગઈ જાણે કે દાગીનાનો દાબડો પીયર પહોંચવાનો!! દીકરો પણ સારી રીતે કમાવા લાગે કે જુદો થવા ઈચ્છે છે જો જુદો ન થાય તો ભાઈઓને ભાગ આપવો પડશે, એમ સમજીને જુદો થાય છે પોતે ભણ્યો, બેરીસ્ટર કે સોલીસીટર થયો કુટુંબની મીલ્કતમાંથી પછી કમાય તેમાં કુટુંબનો કોઈપણ હક નહિ એવો કાયદો કરવા લાગ્યા છે! 'મારૂં! મારૂં!!', કરી છોકરા માટે છાતી શું કરવા કૂટો છો? દવા લગાડવા માટે, પણ એને માની દયા આવવાની નથી પાસ ન થાય ત્યાંસુધી માબાપનો! પાસ થયા પછી બૈરીનો અને તમને ખાસડા મારનારો! કુટુંબની મીલ્કતમાંથી ભણીને પાસ થયા પછી કમાય, તેમાં કોઈનો ભાગ નહિ, એવો ઠરાવ લાવતા શરમ ન આવી? આ બધું નજરે દેખીએ છીએ છતાં આ જીવને કાંઈ સૂઝતું નથી! દેખતા છતા નથી દેખતા!

મોતીઓ આવે ત્યારે આખ સારી હોય છતા દેખાતુ નથી તેમ મોહરાજાએ એવો દ્રષ્ટિનો રોગ કરી દીધો છે કે દેખતા છતા આંધળા જેવીજ સ્થિતિ થાય છે માટે અહં અને મમને પહેલા બરાબર સમજો અને પછી છોડો ! હવે "અહં-મમ" એ મંત્રનુ સામર્થ્ય કેવુ છે

## લોભને લીધે દેવો પણ લડે છે.

જગતના બાહ્ય દેખાવોમા અને સ્વપ્નમા શું છે?, આખ ન ખુલે ત્યા સુધી સ્વપ્નસૃષ્ટિ (સ્વપ્નમાં દેખેલી સાહ્યબી) સાચી, અને આખ ન મીંચાય ત્યા સુધી આ સૃષ્ટિ (દુનિયા) સાચી, પછી બેય ખોટા દુનિયા એ સ્વપ્નુ નથી તો બીજુ શું છે? ભરત ચક્રવર્તીના અઠ્ઠાણું ભાઈ એોને પ્રભુ ફરમાવી રહ્યા છે કે રાજ્ય રાખવા માટે મોટા ભાઈની સાથે લડવાનું ને? આ લડાઈ સ્વપ્નાની લાદીની નથી તો બીજુ શું છે? રાજ્ય પણ નશ્વરજ છે ને? રાજ્ય ન રાખવું હોય તો કાઈ છે? ગોળ ખાવો હોય તો ચોકડા ખમવા પડે ને! જેની આજ્ઞામા દેવતાઓ પણ હાજર છે એવા મોટાભાઈ ભરત મહારાજાની સાથે લડવાની ભાવના કેવળ રાજ્યની મનોકામ નાજ કરાવે છે ને? ખરેખર! લોભને થોભ નથી દેવતાઓ પણ લોભને લીધેજ લડાઈઓ કરી રહ્યા છે બત્રીશ લાખ વિમાનનો માલીક સૌધર્મેન્દ્ર છતા એનેય ક્યા સતોષ છે! સૌધર્મ તથા ઈશાનેન્દ્ર વચ્ચે લોભને લીધેજ મારામારી થાય છે, બંને ઈંદ્રો આ રીતે લડે છે, લડી લડીને થાકે છે, ત્યારે સનત્કુમાર ત્યા આવીને ચૂકાદો આપે છે જે બંનેને કબુલ કરવો પડે છે લોભથી થતી પાયમાલીનો વિચાર કેમ થતો નથી? માથુ ફોડીને શીરો ખાવાનો છે! શીરો ખાવા ઢયો શાણો મનુષ્ય માથુ ફોડે? અથવા શીરો ખાવા માથુ ન ફોડે તો જુતીયા ખાવા કોણ માથુ ફોડે? આત્માને જો દુનિયામા રગદોળ્યો તો પરિણામે દુર્ગતિના દુ:ખો તૈયાર છે!!

## કષાયો વડલાના બીજ જેવા છે.

જ્યારે આપણે દુનિયામા આપણા કામની સામે (આડે) આવનારા સામે ક્રોધ કરીએ ત્યારે ભવાતરમા શું થશે? એ તો બીજવવાઈ! એ બીજ કેવું? વડલાનું! ક્રોધાદિ કષાયો વડલાના બીજ જેવા છે લક્ષ્મણ અને રાવણ નરકમા પણ એજ કારણે લડતા હતા ને! પોતાના શીંગડા પણ તૂટીને કટકા થઈ જાય ત્યા સુધી તિર્યંચો લડે છે, એમને ક્યા ઘરબાર લેવા છે? બીજી શેરીનો કુતરો આવે તેને કુતરાઓ સહી શકતા નથી એ શાથી? આ તમામ પૂર્વે વવાયેલ વેરના બીજને આભારી છે, આના પરિણામે મોટુ રૂપ ધારણ કરે છે

બીજાઓ તો લડે પણ તમે કહેવાઓ તીર્થંકરના પુત્રો! તમો પણ લડો! વળી આ તમામ તાગડધીના શાના ઉપર કરો છો? શું રાજ્ય, સત્તા, રાણીઓ, પરિવાર વિગેરે સાથે આવશે? એની ખાતર આગળ ખાસડા ખાવા પડશે! એનુ કઈ ભાન છે? આ બાજી ખોટી છે! આ જુગાર ખોટો છે! નાના છોકરા જુગાર રમે તેમા પૈસાની લેવડદેવડ હોતી નથી તેમ આવા ખોટા જુગારમાં ખાસડા ખાવા એ ક્યા સમજુને પાલવે? આયુષ્યને દુનિયાદારીમા ગુમાવી દેવું એના બદલામા શું? યાદ રાખો કે જુગારમા હારનાર તથા જીતનાર, બન્ને ગુન્હેગાર છે! તેવી રીતે આ સસારમા પૌદ્ગલિક પદાર્થો બીજાથી મેળવનારાઓ અને ગુમાવનારાઓ બન્ને ગુન્હેગાર છે અઠ્ઠાણુંયે ભાઈ વિચારે છે કે "આપણે આયુષ્યના પાસા નાખી રમવા

માંડયુ છે એનું પરિણામ શું? આરિસો ન મળ્યો હોય ત્યાં સુધી તો ગાલે કે કપાલના ડાઘ ન જાય, પણ આરિસો મળ્યા પછી યે તે શુ ન જાય? ભગવાન નહોતા મળ્યા ત્યા સુધી તો બધુ તોફાન કર્યું પણ હવે નકામુ છે ત્યારે આત્મા તરફ દૃષ્ટિ નહોતી ગઈ, હવેય ન જાય?

## મહા મૂર્ખ કોણ?

આપણને કર્મ પાયમાલ કરે છતા આપણે એને ઇનામથી નવાજીએ એવી મૂર્ખતા પ્રભુ મળ્યા પછી પણ ટકે? જાણ્યા પછી તદનુસાર ન વર્તે એના જેવો મૂર્ખો કોણ? જાણ્યા પછી તે મુજબ ન વર્તે, તેના કરતા તો ન જાણે ન સમજે તે સારો! ગઈ કાલે પેલા શેઠ તથા રબારીનું દૃષ્ટાંત આપણે જોઈ ગયા, એ બેમા મૂર્ખ કોણ? પાસેની વસ્તુ હીરો છે એમ નહિ જાણનાર રબારી કે, એ હીરો છે એમ જાણવા છતાં પાંચ રૂપીયામા પણ ન ખરીદી શકનાર? અરે! જતો કરનાર તે શેઠ મહા મૂર્ખ છે

અહીંયે ભાઈઓ આગળ વિચારે છે આરિસો મળ્યા છતા લુલા પાંગળાઓ તો ડાઘ ન કાઢી શકે, પણ સાંગોપાંગ શરીરવાળો મજબૂત મનુષ્ય ડાઘ કેમ ન કાઢે? વળી જ્યાં સૂતા હોઈએ ત્યા ઓશીકેજ સાપ જોયા પછી ક્ષણ પણ થોભાય શી રીતે? માત્ર એકજ જન્મની ખાતર ડુબતો મનુષ્ય પાણીમા બાચકા ભરે છે, તો જે પાપને અંગે અનન્ત જન્મ મરણ થવાના હોય તેને અંગે 'કેમ ટળીશુ?' એવા વિચારને અવકાશ કેમ ન હોય? સાપને સાપ ન જાણનાર મૂર્ખ છોકરો એને દોરડું જાણીને રમાડવા લે પણ સમજુ મનુષ્ય પણ તેવી છોકરમત આચરે તો મૂર્ખ કહેવાય; એવું ઉછાંછેરું સાહસ કોણ ખેડે? જે મિથ્યાત્વી હોય, જેને શ્રદ્ધા ન હોય તે

## સમજુની દશા.

તેમની વાત દૂર રહી પણ આપણને તો પિતાના વચનમા પૂર્ણ વિશ્વાસ છે પોતે જાગવુ તો દૂર રહ્યુ પણ બીજા જગાડે છતા ન જાગીએ તો આપણી દશા કઈ? સમજુ મનુષ્ય સો 'સાપ' એવો શબ્દ સાંભળતાજ ચમકીને ન્હાસે! અરે કૂદીને ન્હાસે!! આઠ હજાર વર્ષ તો અજ્ઞાનમા ગયા પણ હવે ભગવાને આપણને જગાડયા હવે વિલંબ કરવો તે પોતાના વિનાશને પોતેજ નોતરવા જેવું છે સાપથી ન્હાસતી વખતે કોઈ રોકવા આવે તેમાં માં, બાપ, ભાઈ કે ગમે તે હોય પણ તેને કોણ ગણકારે? હોળી-હુબે ત્યારે કોણ કોને સંભાળે છે? તો પછી જ્યા અનંતા જન્મ મરણનો પ્રશ્ન સ્હામે આવીને ઉભો છે ત્યા વળી બીજી એકે પણ વાત વિચારવાની રહે છે?

સાપથી સૌએ ન્હાસે તો પાપથી આ અગીઆરે ન્હાસે એમા શી નવાઈ? બધાએ દીક્ષાની માગણી કરી ભગત તથા અન્ય સર્વ શુ કહેશે? એની પણ ભગવાને દરકાર ન કરતા તરતજ દીક્ષા આપી ભગવાને જે અધ્યયન કહ્યુ છે તે અધ્યયનમા એવું તે શુ કહ્યુ કે જેથી તરતજ વૈરાગ્ય જાગૃત થયો? એ સબંધના કથનની વિચારણા હવે પછી અધિકાર માન



# ૨૪૦ આગમોદ્ધારકની અમોઘ-દેશના. ૯.

દેશનાના દિવ્ય—અવતરણો.

૧. દુનિયામા બધે જીત મેળવવી સહેલ છે, પણ કુટુબમા જીત મેળવવી મુશ્કેલ છે.

૨. કુટુબને સજા કરવા જતા રાગની ભીંત આડી આવે છે, અને તે તોડવી અતીવ મુશ્કેલ છે.

૩. ન્યાયના રાજમાર્ગમા રાગ એ અભેદ્ય દિવાલ છે

૪. કુટુબ માટે દેશનિકાલની અને ફાંસીની સજા દેતા રાગ આડે આવે છે, તે કરતાં ગુન્હેગાર એવા પોતાના શરીરને શિક્ષા દેવામા ન્યાયને તેવુ કોશ વિદાય કરવો પડે છે.

૫. કુટુબને અગે મન સુખ દુ ખને ખીંચે છે, પરતુ શરીરના દુ ખ વખતે તો જબરદસ્ત મનનુ ખીંચાણ હોય છે.

૬ છોકરો માતાને અતીવ વહાલો હોય તો પણ વાળ ખીંચે ત્યારે તો માતા ચીડાય છે, કારણ કે શરીરના દુ ખમાં મનના ખીંચાણ વખતે પુત્ર સ્નેહ ગૌણ બને છે.

૭ દાંત વચ્ચે જીભ કચરાય તો દાંતને શુ કરવુ ? આ પ્રશ્નમાં સમજવુ જોઇએ કે દીકરા કરતાં દાંત એ વધુ રાગનુ સ્થાન છે. 'કારણકે દીકરાને સજા કરાય પણ દાતને સજા' ન કરાય

૮. "જ્યા રાગ હોય ત્યા ન્યાય ઓછો પ્રવર્તે છે" આ એક નિર્ણયાત્મક સિદ્ધાંત છે.

૯. પેટના છોકરાને, દાંતને, અને સબધ વગરનાને થતી સજામાં ફરક પાડનાર રાગ છે.

૧૦ કાયોત્સર્ગની ક્રિયા એ પણ એક પ્રકારની શરીર માટે સજા છે.

૧૧. શરીરની પ્રવૃત્તિ ગુન્હેગાર બની તે માટે કાયોત્સર્ગરૂપ-સજા છે.

૧૨. કાયદો કરાય છે તેમાં ન્યાયનુ ચોપણુ છે, પણ રાગ કાયદાની મતલબના ન્યાય ઉપર પાણી ફેરવે છે.

૧૩. બાળકોના દરદો પારખવાં મુશ્કેલ છે, કારણ કે તે બોલી શકતાં નથી.

૧૪ બોલે તેની સાથે ખુલાસો થાય, પણ મૂઢ થઇને ઊભો રહે તેની સાથે ખુલાસો કેમ થાય ?

૧૫ ચક્રરત્ન આયુધ શાળામા પેસતુ નથી, અને જીતવાની જગો પર પણ જતુ નથી.

૧૬ વચનની કુચીથી આત્મ દની પેટી ખુલી જાય છે.

૧૭. મનુષ્ય, સુખ–દુ ખમાં બીજા મનુષ્યની હમેશા અપેક્ષા રાખે છે.

૧૮ બીજાને દુ ખ કહેવાથી હ્રદયની ગભરામણ ઓછી થાય છે.

૧૯. વિચારની આપલે વગર હ્રદયનો ભાર હલકો થતોજ નથી

૨૦ પોતાની મેળે કરેલ ખુલાસામા અને બીજાની સાથે વાટાઘાટમા પૂર્વાપર

વિચારોની આંપલેથી ચયેલ ખુલાસામાં આસ્માન-જમીન જેટલુ અંતર હોય છે.

૨૧ કુટુંબની વાત કુટુંબને ખુલ્લા શબ્દોમાં કહેવાતી નથી

૨૨ ડાંકણ પણ એક ઘર મૂકે છે, પણ ભરતે તો એક પણ ઘર મૂકયુ નથી, અને ૯૮ ઉપર દૂતો મોકલ્યા.

૨૩ દૂત મોકલવો એટલે આજના મગ્રામનુ ઍલ્ટીમેટમ.

૨૪. પુછવા આવેલા સંસારના હિમાબે છે. પ્રભુ પોતાના પુત્રોને જણાવે છે કે ચક્રવર્તી તમને મુંઝવતો નથી, પણ વાસ્તવિક રીતિએ રાગ-દ્વેષ-મોહ હેરાન કરે છે.

૨૫. પચીસ ડ્રીઆની જપ્તિ કરવા જનારને ઘરમા નિધાન નિકળે તો નિધાન લેવા જાય, કે જપ્તિ કરવા જાય?

૨૬. "લડવુ, કે આજ્ઞા માનવી" આ બે વિકલ્પની સલાહ માગવા આવેલા પુત્રોને ત્રીજીજ સલાહરૂપ દીક્ષા આપી છે તે વિચારો!

૨૭ દીક્ષા લેતી વખતે સ્ત્રી-કુટુંબ-પુત્રોને પુછવા જતા નથી, અને વહીવટ મંભાળવાંનુ કહેવા જતા નથી એ દીક્ષાના રંગ-રાગના રહસ્યને સમજો

શાસ્ત્રકાર મહારાજા શ્રી સુધર્મસ્વામિજી શ્રી સૂત્રકૃતાગસૂત્રના બીજા વૈતાલિકઅધ્યયનની શરૂઆતમા જે ભાવો જણાવે છે, તેજ ભાવોને ચૌદપૂર્વધર નિર્યુક્તિકાર નિર્યુક્તિદ્વારા એ પ્રતિપાદન કરે છે. અઠ્ઠાણુ ભાઈઓ આવ્યા અને દીક્ષિત થયા હવે પ્રભુ ઉપદેશ આપે છે અને જણાવે છે કે અજ્ઞાનની આંધીમા જીવ કેવો અટવાય છે તે વિવેકીઓએ સમજવાની જરૂર છે

રાગ ન્યાયનુ નિકંદન વાળે છે.

આ તો આખો હાથી નીકળી ગયો અને પૂછડે અટકયો તેના જેવું થયુ ભરત ચક્રવર્તીનું ચક્ર છયે ખંડમા અસ્ખલિતપણે ચાલ્યું, અને આયુધશાળા પાસે આવીને અટકયુ ભરત મહારાજાએ આયુધોના રક્ષકોને પૂછયુ કે આમ કેમ થયુ? જવાબમા ૯૯ ભાઈઓને તમારી આજ્ઞા માનવાની બાકી છે ડાન્ધુ એકજ! આખી દુનિયામા જીત મેળવવી મ્હેલી છે, પણ કુટુંબમાં જીત મેળવવી એ મુશ્કેલ છે મુઠીભરને જીતવામા શી મુશ્કેલી એમ સહજ લાગે ખરૂં, પણ કરોડોને જીત્યાનો ઉપાય અહિં લાગુ પાડી શકાતો નથી બીજા ગુન્હેગારોને માટે જન્મકેદની સજા અને ફાંસીની સજા આપવામા વાંધો આવતો નથી, પણ પોતાના કુટુંબીઓને માટે તે બંને જાતની સજા આપતા ઘણી મુશ્કેલી પડે છે ન્યાય કરેકને માટે સંઓજ હોવો જોઈએ, પણ વચ્ચે કુટુંબની આડી ભીંત આવી જાય છે, અને તે કુટુંબની એટલે વાસ્તવિક રાગની ભીંત છે તે કુટુંબીને શિક્ષા દેતી વખતે હાથ ધ્રૂજે, છાતી ભરાઈ આવે, પાણી આવે, અધુજ થાય રાગ ન્યાયને પછાડી નાખે છે દુનિયા આખીના અંગેનો ન્યાય ત્યાં ટકાવી શકાતો નથી આખી દુનિયાને જીતાય છે, કારણ કે ત્યાં રાગ નથી પણ કુટુંબમા રાગ છે તેથી ત્યાં જીતવું મુશ્કેલ છે ગુન્હેગાર કુટુંબ માટે જો દેશનિકાલની કે ફાંસીની સજા ન લખી શકાય, તો ગુન્હેગાર એવા પોતાના શરીર માટે તો લખાયજ કેમ? કુટુંબના સુખ દુઃખમા પોતે ભાગીદારી છે, પણ તે કુટુંબ તરફ જોઈતા પ્રમાણમા મનનુ ખીંચાણ નથી, જ્યારે શરીરનું દુઃખ મનને ખીંચે છે, કુટુંબને અંગે તો મન સુખ

બગાડવા માટે કટિબદ્ધ થાવ નહિ તો માલ શી રીતે બચે ? તેમ તમને ઠંડી હવાનો ડર હોય ત્યારે, પાણી અગ્નિ સાપ વિછી સીંહ વિગેરે ક્રૂર એવી જાનવરોનો ભય હોય છે, ત્યારે તેને રોકવા તમે તૈયાર થાવ છો શિયાળામા બારી ખુલ્લી રહી તો શરદી થઇ જશે એમ ધારીને તમે તે બારીને બધ કરવા કેવો પ્રયત્ન કરો છો ? ચોમાસામા, વાઘ આવતી હોય તો શુ બારણુ ઉઘાડુ રાખો છો ? નહિજ સાપ-વાઘ આવતા હોય તો ભલે આવે ! જડ ઉપર જુલ્મ કરનારથી આ ચેતન ચેતતો રહે છે પણ ચેતન ઉપર જુલ્મ થાય છે તેથી ચેતન ચેતતો નથી ચેતનપરના જુલ્મ કરનારથી ચેતનને ચેતવાનુ વેતુ નથી ચેતન ઉપર જુલ્મ હમેશા કર્મ જુલ્મ કરે છે જેટલો હવા-પાણી-સાપ-વાઘથી-અગ્નિથી ભય લાગ્યો, તેના કયા હિસાબે કર્મનો ભય લાગ્યો છે ? કહેવુ પડશે કે આ આત્મા મૂર્ખશેખરમા નબર પહેલો છે જડનુ જતન જીદગી સુધી કરે છે પણ પોતાનુ જતન એક પલક પણ કરતો નથી, સ્વપ્નમા પણ જડનુ જતન કરે છે પોતાનુ જતન જાણતો છતા કરતો નથી, તો પછી ઊંઘમા તો ક્યાથી કરે ? તમે સાપાદિક દૂર ન કરી શકો પણ બારણા બધ કરી તમારો બચાવ કરો કે નહિ ? કહેવુ પડે છે કે કરીએ છીએ.

કર્મને આખા જગતમાથી કાઢી ન શકો તો તમારા આત્મામા આવતા કર્મને તમે તો જરૂર બધ કરો છો, પરતુ તેના સામા ભાગે પણ કરતા નથી આત્મા ઉપર હવા પાણી સાપ વાઘ તરીકે કાર્ય કરનાર કર્મ તે કર્મથી ચેતન કેટલો ચેતતો થયો ? ઠંડો પવન આવે તો બારણુ બધ કરવાનુ સૂઝે છે, અગ્નિ આદિના ઉપદ્રવ દૂર કરવાના ઉપાય સૂઝે છે અને કર્મનો હલ્લો કેમ રોકવો તે સૂઝતુ નથી ! તે માટે ચારિત્રની શી ચીજ ? કર્મના હલ્લાને રોકવાવાળી ચીજ ચારિત્ર છે

## આશ્રવના પ્રવાહને રોકનારા પાચ મહાવ્રત.

જેમ દરિયાના પ્રવાહમા ગોદી બધાય છે, તે પાણી આ બાજુ ન આવે તેમ બધાય છે તેમ આ શાસનમા ચેતનના બચાવ માટે કર્મના જબરજસ્ત પ્રવાહને રોકનાર ગોદીરૂપ આ ચારિત્ર છે ગારો એસવર સમ્યક્‌ત્વરૂપે થાય એટલે મિથ્યાત્વનો સવર થયો પણ તે વાસ્તવિક સવર નહિ અહીં પાચે મોટા દ્વારો કર્મ આવવના છે, અને તેના મૂખ્ય પાચ દ્વારો છે તેને બરોબર રોકી દેવા તે મુસવર છે તો ચારિત્ર શી ચીજ ?

સવરની કરણી સાથે ચારિત્ર લેવાવાળો પાચે અવ્રત દ્વારના આશ્રવને બધ કરે છે કદી ૩૭ ખુલ્લા રહે છતા પણ શાસ્ત્રકાર કહે છે કે પાચ અવ્રત બધ કર્યા તો ૩૭ ની જડ કપાઇ ગઇ ૧૮ પાપ સ્થાનકોમા આ પાચ અવ્રતો બધાના હથીયાર છે હથીયાર બધ થાય તો સુભટ જબરો હોય તો કઇ કરી શકે નહિ હથીયાર વગરના સુભટો જુલ્મ કરી શકે નહિ પાચ આશ્રવ બધ કર્યા તો આગલ આશ્રવનુ જોર નથી, માટે પાંચ પાપ સ્થાનક અથવા પાચ અવ્રતરૂપ આશ્રવ, બધ કરવા તે શ્રેષ્ઠ સવર છે

## સવરના શત્રૂ.

સારો સવર કર્યો પણ એક વાત ચોક્કસ છે કે તમે હવા પાણી રોકવા માટે કમાડ બધ કરો, તો બહારથી આવતા સજ્જનનુ આવવુ પણ બધ થાય છે હાથાવાળા જે જાળીના બારણા બધ થાય તેમા જાનવર બધ થાય, પણ મનુષ્ય આવી શકે છે આ હિસાદિક આશ્રવદ્વાર બધ કર્યા તે વખતે તપસ્યા-નિર્જરા બધ થઇ નથી મોહનો નિરોધ એટલે કેવળ મોહને રોકવો, તેજ તેમા તત્વ છે પાચ સવર કોને રોકે છે ? મોહને આવતા કર્મને રોકવા તે ચારિત્રરૂપ સવર છે, આવતા કર્મને રોકવાનુ નામ સવર છે તો અહીં મોહ રોકવાનુ કેમ કહ્યુ ?, કર્મ રોકે તે સવર' હમેશા સાભળીએ છીએ ? તમે મોહને રોકવામા સામર્થ્ય ક્યાથી લાવ્યા ? હમેશા મોહનો

સમાજ છે કે આશ્રવની સાથે મોહ બધે છે, સવર થાય ત્યા તો મોહને આપોઆપ ખસવુ પડે છે હિસા કરે તો ? તે વખતે હિસા કરવી પડે છે, તેમ કહો છો તે બધીને છોડવી પડે, ત્યાગ કરે ત્યારે હિસાદિક પણ છોડવી પડે છે સવર કરવા સાથે મોહના સાધનો રહી શકતાજ નથી મોહના સાધનો એ બધા આશ્રવના ઓળખીતા છે, અને સવરના શત્રુ છે સવર કરો ત્યારે તેને છોડવા પડે માટે મોહને જે રોકી પાડવો, મોહ અટકા વ્યો તેજ આ સવરમા રહસ્ય છે

## રાગદ્વેષની પરિણુતિ એ આશ્રવરૂપ.

આશ્રવ કર્મ બાધવાનુ કારણ કહીએ છીએ 'કર્મ આવે તે આશ્રવ' તેવી વ્યાખ્યા કરી હિસા દિક પાચને આશ્રવ કહીએ છીએ, ખરેખર હિસા જુઠ ચોરી પરિગ્રહ એ અશુભ આશ્રવ છે, અને આમા મૈથુન નથી લીધુ તે એકાન્તે અશુભ આશ્રવ છે, મૈથુન એ અપવાદીક નથી માટે કોરાણે મૂકયું છે એમ નથી, પણ તીર્થંકરની આજ્ઞા તેમા છેજ નહિ તીર્થ કરનીઆજ્ઞા પ્રમાણે વિહાર કરતા કરતાં સાધુ ગયા, અને નદીનો કીનારો આવ્યો, હવે તેઓ નદી ઉતરે તો તે આજ્ઞાથી કે આજ્ઞા બહાર ? નદીનુ ઉતરવુ તે આજ્ઞાથી છે, પણ આજ્ઞા બહાર હોય તો ભગવાને ઉતરવાનુ કહેજ નહિ, જો કહ્યુ તો આશ્રવની છુટી આપી, મૃગલાને અગે હરણીયા મલ્યા હોય, પારધી પુછે તે વખતે જાણતા છતા અમે નથી જાણતા તે કહો તે આજ્ઞાથી કે આજ્ઞા બહારથી આજ્ઞાથી કહો તો જુઠુ બોલવાની રજા આપી ગણાય આ ઓઘોમુહપત્તિ એ પર પુદગલ પદાર્થ છે કે નહિ ? આજ્ઞાથી રાખો છો કે વગર આજ્ઞાએ ? કહો કે પરિગ્રહની આજ્ઞા આપી જો હિસાદિક પોતે આશ્રવ હોય તો ભગવાને તમને આશ્રવના ખોળામા બેસાડ્યા ગણાય, પણ તે આશ્રવ નથી, પણ રાગદ્વેષની પરિણુતિરૂપી મોહ તે આશ્રવરૂપ છે તેથી રાગેણ વા દ્વેષેણ વા દરેક મતોમા બોલાય છે

## મોક્ષ માટેની નીસરણી.

હિસાદિક સ્વરૂપે કર્મ નથી અને તે કર્મ લાવનાર પણ નથી, પણ રાગદ્વેષની પરિણુતિએ કર્મ લાવનારી છે યાદ રાખો કે ચોથા વ્રતમાં થતી કામ ક્રીડા રાગ વગર બનતીજ નથી આથીજ તેમા એકાત હિસાદિક રાગ વગર પણ ન બને અનેકાત હિસા વિગેરે આશ્રવ પાપ-સ્થાનકના પ્રસગો ખુદ પાપરૂપ નથી સ્વરૂપાદિ હિસા વિગેરે પાપ આવવાના કારણુ નથી, પણ રાગદ્વેષ તે પાપરૂપ છે, માટે ચારિત્રથી મોહને રોકી દેવો તેજ જેમા સારરૂપ છે

ચારિત્ર છતા તે નિસરણી ન હોય તો મોક્ષના મેડે શી રીતે જાય ? આ જીવ પણ મોક્ષ માટે અશક્ત છે તેથી તેને ચારિત્રરૂપી નિસરણીની જરૂર છે, નિસરણી ન હોય તો મેડે ચડવાની વાત કરવી છોકરાઓ માટે નકામી છે, તેમ અહીં ચારિત્રરૂપ નિસરણી મેળવવી નથી અને મોક્ષ મેળવુ, ભવ ફેરા ટાળી દઉ, તે વાતો કરો તે નકામી છે એ પાંચ પગથીયા છે નિસરણી ચડી શકાય તેવું', છે પગથીયા ચડતા છાતીએ જોર લાગશે પણ ઉતરતા નહીં લાગે ચારિત્રની નિસરણીએ ચડતા જોર લાગવાનુ, ઉતરતા જોર લાગતુ નથી દુનિયાદારીએ ઉતરવાનુ સ્થાન છે, તેમા જોર નહીં લાગે. ચારિત્ર ચડવાનુ સ્થાન છે તેમા જોર જરૂર લાગવાનુ છે, તે માટે પાચ પ્રકારનુ ચારિત્ર છે સામાયિકાદિક પાંચ પ્રકારનુ ચારિત્ર મોક્ષની નિસરણી છે

## ૨ ગડો અને જીવડો બન્ને રાખવાની જરૂર !

નિસરણી પર ચઢનારે પગ જાળવી મૂકવો નહિતર બાહેરૂ જોડે છે એકવી પાટીયાની નિસરણી ચઢી શકે, પણ પગ ધારીને મૂકવો પડે કારણુ કે પગ જમાવીને ન મૂકે તો પરિણામ શું આવે ? નિસરણી પર ચઢવા માટે બે પગ સ્થિર મેલવાની જરૂર છે તેમ મોક્ષ મેહેલમા ચઢવા માટે અતિચારો ટાળવા તૈયાર રહેવું જોઇએ અતિચાર રહિતપણે સાવધાની પૂર્વકવર્ત

રાખે તો બરોબર નિસરણી ચઢી જાય અતિચારે રહિત, મોહ રોકવામા તત્પર, આવના કર્મને રોકવા તૈયાર, આવુ ચરિત્ર છતા આબરૂ ટકાવવી હોય તેણે જીવડો ને રગડો બે નાખવા જોઇએ તેમ અહીં જેઓને મોક્ષ જીવન ટકાવવુ છે તેવા જીવડાને રગડા બેની જરૂર છે, મૂળ ગુણ–ઉત્તરગુણ–સમિતિ–ગુપ્તિ–પિંડવિશુદ્ધિ વિગેરે ઉત્તર ગુણ, પાચ મહાવ્રત મૂળગુણ બન્ને ટકવાજ જોઇએ મૂળ અને ઉત્તર એવા અનેક ગુણો ટકાવવા જોઇએ ઉત્તર ગુણોનો પાર નથી તેથી અનેક ગુણે કહ્યુ મૂળગુણ પાચ, તેમા વધારો ઘટાડો નથી, પરતુ ઉત્તરગુણમા ઘણા પ્રકારો છે તે બે મળી ચારિત્ર બનેલુ છે જેમ તાતણા બનો લુગડુ બન્યુ છે મૂળગુણ ઉત્તર ગુણની આરાધના એજ ચારિત્ર છે ચારિત્ર એજ મૂળગુણ ઉત્તરગુણરૂપ છે

## ચારિત્ર પાલનની જરૂર.

તે ચારિત્રને લે એવી અનુમોદના કરે નહિ પાલવે તારા પેટમા ભૂખ લાગી હોય તો ખાનારને સારાગણીને શાતિથી બેમી જુએ, અથવા ભોજ નની ચોપડી વાચ તો શાતિ થઇ જશેને ? 'પેટ પડયા પતીજે' પ્રતીતિ કયારે કે પેટમા પડે ત્યારે વાતોમા નહિ ચારિત્ર આત્માને ફાયદો કયારે કરે ? આપણે પાળીયે ત્યારે ચારિત્ર મોહને રોકનારૂ છે, મૂળ ઉત્તર ગુણવાળુ છે, અને અતિ ચાર વગરનુ છે છતા તે ચારિત્ર પાળો આશાના મોદકે પેટ ભરનારા ઘરમાથી લોકો પરદેશ ગયા છે, અને બલાડુ અદર ભરાઇ ગયુ છે હવે શીકા ઉપર રૂની પુણી છે પેરો બિલાડો માખણનો પીંડ ધારી બેઠો છે, તેમા કશુ વળે નહિ બલાડો માખણનો પીંડ લેવા માટે જાય છે પછી નિરાશતા તો આ જીવ ચારિત્રના ચિંતવાળો થયો નથી, તેથીજ વાર કરે છે હરદમ ચારિત્ર દરેક ટાઇમે લીધુ જ કામ કરનારૂ છે

## સ્વભાવિક ગુણ ચારિત્ર.

ચારિત્ર એ સ્વાભાવિક છે, અને સસાર એ કૃત્રિમ છે ચારિત્ર એ આત્માનો સ્વભાવિક ગુણ છે, અને સસાર જૈન શાસનમા કૃત્રિમ ગણાએલા છે, માટે જાણ્યા પછી કેમ દૂર રહેવાય ? આથી કોઈ ઉમર ચારિત્રમા અયોગ્ય નથી, અમુક ઉમરે ચરિત્રનુ રોકાણ કહ્યુ છે, છતા જૈન શાસનમા નવમે વર્ષે કેવળજ્ઞાન થાય] છે તે શામાટે માનીએ છીએ કોઇને આવતુ હોય તો રોકવા નથી માનતા, તત્ત્વ એ છે કે ક્રોડ પૂરવના આયુ ષ્યવાળાને ચારિત્રના પરિણામ થાય છે આર્યદેશ ધર્મ પામવા લાયકનો દેશ કુળ દેશ લાયક બનાવીએ છીએ તેથી ધરમમા ધક્કો મારવા માટે તે વ્યવસ્થા નથી પરતુ તે યોગ્યતા જણાવવા માટે છે

## ઉપદેશને અગે વચનું નિયમન.

વજસ્વામીને છ વરસે, અને અઇમત્તાને નાની ઉંમરે થઇ તેમા શાસ્ત્રકારે ના ન કહી આર્ય મગુ તે અનાર્યમા ઉત્પન્ન થએલા છે, અને ધર્મ પામ્યા છે, બીજા કૂળ જાતિ ધરમ ન પામે તેરો નિયમ નથી જો ગર્ભથી આઠે વરસે દીક્ષા થઇ હોય તો એક વરસે કેવળ જ્ઞાન પામે તે હિમાબે આ ચારિત્ર હમેશા પાલન કરાવા યોગ્ય છે ઉંમર બાધી છે તે ઉપદેશની લાયકાતને અગે છે આ ઉમર તે પણ ઉપદેશની પ્રધાનતાએ બાધેલી છે હમેશા ચારિત્ર પાળો તેમા અડચણ આવતી નથી લેનાર ન લે તે વાત જુદી પણ એક રૂવાડામાએ એમ ન હોય કે અમુક વખત ચારિત્ર ન હયે તો સારૂં નહીંતર મૈત્રી ભાવનાજ ઉડી જાય ચારિત્ર નહીં તો ભાવના શી રીતે ટકે ? હવે તે ચારિત્રકેવુ ? પવિત્ર જેમા વર્તન છે અને કર્મ રોકનારૂ તથા મોહ રોકવામા તૈયાર પાચ પ્રકારનુ અતિચાર રહિત મૂળ ઉત્તર ગુણવાળુ એવું ચરિત્ર હમેશા પાળો એમ ભવ્ય જીવને ઉપદેશ આપે છે ચારિ ત્રથી કર્મ રોમ્યા, પણ આવી ગયા છે તેનો રસ્તો શો ? નવા આવતા કર્મ રોકવાનો અને આવી ગએલા કર્મનો ખાલી કરવાનો પણ રસ્તો કર્યો છે તેને અગે શાસ્ત્રકાર કયો માર્ગ બતલાવે છે ? તે અધિકાર અગ્રેવર્તમાન